વર્લ્ડ ક્લાસિક સિરીઝ

# જંગલ બુક

રુડ્યાર્ડ કિપ્લિંગ



નોબેલ પારિતોષિક પુરસ્કૃત સર્જકની યશસ્વી કૃતિ

વર્લ્ડ ક્લાસિક સિરીઝ

# જંગલ બુક

રુડ્યાર્ડ કિપ્લિંગ

ભાવાનુવાદ

ડૉ. રચના આઈ. પટેલ




શબ્દલોક પ્રકાશન

'સારસ્વત સદન' ૧૭૬૦/૧, ગાંધી માર્ગ, બાલા હનુમાન પાસે,
અમદાવાદ ૩૮૦ ૦૦૧

Jungle Book (Gujarati)
Rudyard Kipling
Published by Shabdalok Prakashan, Gandhi Road, Ahmedabad 380001
2020

ISBN : 978-93-5238-075-7

શબ્દલોક પ્રકાશન :1002

પ્રકાશક
નીરવ મદ્રાસી
**શબ્દલોક પ્રકાશન**
1760/1, ગાંધીમાર્ગ, બાલા હનુમાન પાસે,
અમદાવાદ 380001



પ્રથમ આવૃત્તિ : 2020







₹ 160/-



મુદ્રક
રેપ્રો બુક્સ પ્રા. લિ.
મુંબઈ

અર્પણ

આ કૃતિના મૂળ સર્જક

શ્રી રુડ્યાર્ડ કિપ્લિંગને

# નિવેદન

અનુવાદ એ અત્યંત કઠિન કાર્ય છે. જેમાં અન્ય ભાષાના લેખકના સંવેદનશીલ મનોમંથનમાંથી સર્જાતી કૃતિના મૂલગત ભાવને એની ભાષા દ્વારા પ્રગટતી સર્જનાત્મક ખૂબીઓ જે શબ્દપ્રયોગ - લેખકે પ્રયોજેલા પ્રતીકો, કલ્પનો વગેરે દ્વારા પ્રગટતી લાક્ષણિક અર્થછટાઓ વગેરે મૂળભાષાની લગોલગ જઈ શકાય એટલું જઈને આપણી માતૃભાષામાં મૂળ લેખકના કર્તૃત્વને લેશમાત્ર અન્યાય ન થાય તે રીતે લાવીને મૂકવાનું હોય છે.

ગદ્ય અને પદ્ય બંનેમાં લખતા કેટલાક પ્રસિદ્ધ લેખકોમાંના એક લેખક એટલે જૉસેફ રુડયાર્ડ કિપ્લિંગ. લોકો તેમને ટૂંકમાં 'રુડયાર્ડ કિપ્લિંગ' તરીકે ઓળખતા હતા. ૩૦ ડિસેમ્બર, ૧૮૬૫ના રોજ મુંબઈમાં જન્મેલા કિપ્લિંગે બાળકો માટે સુંદર કાવ્યો લખ્યાં હતાં. એમનું પ્રારંભનું બાળપણ ભારતમાં પસાર થયું. ત્યારબાદ એમણે એમનું મોટા ભાગનું શિક્ષણ ઇંગ્લૅન્ડમાં પૂર્ણ કર્યું હતું. શિક્ષણ પૂર્ણ કર્યા બાદ એમણે ભારતમાં આવીને પત્રકારત્વ શરૂ કર્યું. એ દરમિયાન એમણે સર્જનાત્મક લેખન પાછળ પણ સમય ફાળવ્યો અને સાહિત્યની કેટલીક કૃતિઓની રચના કરી. વાર્તા અને કવિતા લખવામાં તેઓ કાબેલ હતા.

'ધ જંગલબુક' એ ૧૮૯૪માં પ્રગટ થયેલો એમનો વાર્તાસંગ્રહ છે. આ ઉપરાંત એમણે 'કિમ', 'જસ્ટ સો સ્ટોરીઝ', 'ધ મેન હૂ વુડ બી કિંગ' અને 'ધ વ્હાઇટ મેન્સ બર્ડન' જેવી વિખ્યાત કૃતિઓની પણ રચના કરી હતી.

અત્રે નોંધનીય છે કે વર્ષ ૧૯૦૭માં એમને નોબેલ પ્રાઇઝ મળ્યું હતું. તેમના લેખનની સરળતા અને સહજતાને કારણે તેઓ આજે પણ પ્રસ્તુત છે. ૧૮ જાન્યુઆરી, ૧૯૩૬ના રોજ તેમણે ૭૧ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી જગતને 'અલવિદા' કહી દીધું.

રુડયાર્ડ કિપ્લિંગની સુંદર કૃતિ ધ જંગલબુકનો અનુવાદ કરતા મને ખૂબ જ આનંદ થાય છે. મારા આ કાર્યમાં સાથી અધ્યાપકમિત્રો તેમ જ અન્ય વિદ્વાનો તરફથી મને મદદ મળતી રહી છે તે માટે તે સૌનો હું આભાર માનું છું. મારા પરમપૂજ્ય પિતાશ્રી પ્રિ. ઈશ્વરભાઈ પટેલનું મને સતત પ્રોત્સાહન મળતું રહે છે. મારા પતિ શ્રી જતીનને મારું આ કાર્ય મોકળાશથી કરી શકાય તે માટે જરૂરી તમામ અનુકૂળતાઓ કરી આપી જેના કારણે આ કાર્ય હું સરળતાથી કરી શકી. વિશ્વસાહિત્યની લોકપ્રિય એવી આ કૃતિને ગુજરાતીમાં ઉતારવાનું કામ મને સોંપવા બદલ શબ્દલોક પ્રકાશનની આભારી છું.

– રચના આઈ. પટેલ

એ-38, ડાહીમાનગર સોસાયટી
જહાંગીરાબાદ,
મોરા ભાગળ, દાંડી રોડ, રાંદેર
સુરત - 395 005

# જંગલની વાતો

કોઈ એક હૂંફાળી સાંજે સિવની પહાડમાં આવેલી એક ગુફામાં રહેતા વરુ પરિવારને ત્યાં માનવબાળ મોગલીનું આગમન થાય છે. આ નાના બાળક પાસે માણસોની દુનિયા અંગેનું કશું જ જ્ઞાન નથી. વરુ પરિવાર તેને ખુશીથી અપનાવી લે છે અને વાર્તા આગળ ચાલે છે.

'મોગલીની સાહસકથા'માં 'અકીલા', 'બઘીરા', 'તબાકી', 'બાલુ' જેવાં પ્રાણીપાત્રો છે. 'કા' નામનો અજગર કે સાપ પણ અહીં જોવા મળે છે કે જે વાંદરાઓને હંફાવે છે. મોગલી એના મિત્રો સાથે જંગલમાં અનેક સમસ્યાઓનો સામનો કરે છે. 'શેરખાન' એટલે જંગલમાં રહેતો વાઘ. સમગ્ર કથા દરમિયાન મોગલી શેરખાનને અને શેરખાન મોગલીને મોતને ઘાટ ઉતારવાના પેંતરામાં રચ્યાપચ્યા રહે છે. આ કથા એક એવી કથા છે કે જેને વાંચવાથી બાળકોને પશુપક્ષીની દુનિયાને સમજવાની એક અનોખી તક પ્રાપ્ત થાય છે. અહીં ક્યારેક મોગલીના મુખેથી તો ક્યારેક વિવિધ પ્રાણીપાત્રના મુખેથી જીવનોપયોગી મૂલ્યોની વાત સાંભળવા મળે છે. આ કૃતિને પ્રાણીઓ દ્વારા કહેવાયેલી બોધકથા તરીકે પણ ઓળખી શકાય છે. અહીં મધ્યપ્રદેશના પહાડી પ્રદેશ અને જંગલની વાત વાંચવા મળે છે. ગ્રામ્ય સૃષ્ટિનાં દર્શન પણ અહીં થાય છે. માનવબાળ મોગલી અને જંગલનાં પ્રાણીઓ વચ્ચે ગૂંથાયેલી આ કથા વાચકને કેવળ મનોરંજન જ નથી કરાવતી બલકે મનુષ્ય અને પર્યાવરણ વચ્ચેના સંબંધને વધુ ઉજાગર પણ કરે છે. વ્હાઇટ સીલ નામની વાર્તામાં વ્હાઇટ સીલ નામના એક દરિયાઈ પ્રાણીની વાત છે. તે દેખાવમાં તો માછલી જેવું જ દેખાય છે પરંતુ તે માછલી નથી. આ સીલની વિશિષ્ટતા એ છે કે તે ખૂબ ઉત્સાહી પ્રાણી છે. આ સીલ અને અન્ય કેટલાય સીલ દરિયાકિનારા પર વસવાટ કરે છે. જોકે એ સહુને સૌથી મોટો ભય શિકારી માણસોનો છે. આ શિકારી માણસો દરિયાકિનારા પર આવીને સીલને પકડી જાય છે. એ પછી તેઓ સીલના શરીર પરનું ચામડું ઉતારી નાખી તેને મોતને

ઘાટ ઉતારે છે. વ્હાઇટ સીલ આ ઘાતકી માણસોના સકંજામાંથી તમામ સીલને ઉગારવાનું વિચારે છે. તે એક એવા ટાપુની શોધમાં નીકળી પડે છે કે જ્યાં એકેય માણસ આવી શકે નહીં. તેના આ લક્ષ્યને સિદ્ધ કરવા તે સમુદ્રની સફરે નીકળી પડે છે. એના આ કાર્યને જોઈ તેની હાંસી પણ ઉડાવવામાં આવે છે. તેને નિરાશ પણ થવું પડે છે. તેને આશ્વાસન અને હિંમત મળે એવી ઘટના પણ બને છે. છેવટે તે એવા ટાપુની શોધ કરીને જ જંપે છે. એ પછી ધીમે ધીમે બધા જ સીલ નવા શોધાયેલા ટાપુ પર જઈને શાંતિથી જીવન જીવે છે. આ નવા શોધાયેલા ટાપુ પર એકેય શિકારી માણસ આવી શકતો નથી.

'રિક્કિ ટિક્કિ' નામની વાર્તા પણ ગમે એવી છે. અહીં નોળિયાનો ઉલ્લેખ જોવા મળે છે કે જેનું નામ રિક્કિ ટિક્કિ છે. એક કરતા વધારે પાત્રો અહીં જોવા મળે છે. દરજીડો અને એની પત્નીની સાથે સાથે અહીં છછુંદર અને નાગ-નાગણ પણ છે. આ વાર્તાના કેન્દ્રમાં નોળિયા એટલે કે રિક્કિ ટિક્કિ અને નાગની લડાઈ છે. એક કુટુંબની વાત પણ અહીં આલેખવામાં આવી છે કે જેમાં ટેડી નામના એક છોકરાની સાથે એનાં મમ્મી-પપ્પા મોટા બંગલામાં રહે છે. નાગ અને નાગણ બંગલામાં રહેતા માણસોને મોતને ઘાટ ઉતારી દેવા ઇચ્છે છે પરંતુ રિક્કિ ટિક્કિ બંગલામાં રહેતા માણસોની વહારે આવે છે અને ટેડી સમેત એનાં મમ્મી-પપ્પાનો આબાદ બચાવ થાય છે.

'નાનો તુમાઈ બન્યો હાથીનો તુમાઈ' વાર્તા પણ સરસ છે. એમાં મોટો તુમાઈ એક મહાવતનું કામ કરે છે. નાનો તુમાઈ એ બીજું કોઈ નહીં પણ એનો છોકરો છે. મતલબ કે એનો પુત્ર છે. જે કોઈ જોઈ શકતું નથી તે આ નાનો તુમાઈ જુએ છે. અને એટલે એને વાર્તાના અંતમાં સમગ્ર હાથીની જમાત ટેકો કરે છે. તેનું સન્માન કરવામાં આવે છે.

'રાજાના નોકરો'માં લશ્કરી ઘોડા, બળદ, ખચ્ચર, ઊંટ, હાથી વગેરેની વાત છે. અહીં છાવણીનું દૃશ્ય જોવા મળે છે. કેટલાય માણસો અને વિવિધ પ્રાણી અહીં ભેગાં થયેલાં છે. એ બધાં વચ્ચે ચર્ચા થાય છે. અને ચર્ચાના આધારે જ વાત આગળ લંબાય છે. છેલ્લે કૂચ સાથે વાર્તા પૂર્ણ થાય છે.

આવા સુંદર અનુવાદ માટે ચિ. રચનાને ખૂબ ખૂબ અભિનંદન.

**- ડૉ. મફતલાલ પટેલ**

અમદાવાદ

# રુડયાર્ડ કિપ્લિંગ
(1865 – 1936)



બ્રિટિશ શહેનશાહતનાં નગારાં વગાડનાર કવિ, નવલકથાકાર અને વાર્તાલેખક રુડ્યાર્ડ કિપ્લિંગને એ. જી. ગાર્ડીનરે એક 'સાહિત્યિક લુહાર' કહ્યો છે. જનરલ ક્લેબર માટે કહેવાતું કે તેની સામે જોવાથી માણસ વીરતાની લાગણી અનુભવતો. એ જ રીતે કિપ્લિંગને વાંચવાથી માણસ લડાયક અને હુમલાખોર થવાની લાગણી અનુભવે છે. લશ્કરવાદ પ્રત્યેનું કિપ્લિંગનું આકર્ષણ હિંમતના ખ્યાલથી નહિ પણ શિસ્તના ખ્યાલથી જન્મ્યું છે. કિપ્લિંગ વિશે અનેક મતમતાંતર હોવા છતાં તે એક સમર્થ સાહિત્યકાર છે. તેને 1907માં તેની 42 વર્ષની વયે નોબેલ પારિતોષિક મળેલું.

તેનો જન્મ 1865ની 30મી ડિસેમ્બરે ભારતના મુંબઈ શહેરમાં થયો હતો. રુડ્યાર્ડ નામ તેનાં માતાપિતા પહેલી જ વાર પરસ્પરને જ્યાં મળેલાં તે સરોવરનું નામ છે. તેના પિતા જે. લોકવૂડ કિપ્લિંગ લાહોરની કલાશાળાના આચાર્ય હતા. તેઓ ભારતીય કલાના અને પૌરાણિક વાતોના અભ્યાસી હતા. એમણે પોતાના પુત્ર રુડ્યાર્ડ કિપ્લિંગનાં 'ધ જંગલ બુક', 'કીમ' અને 'સમથિંગ ઑફ માય સેલ્ફ'નાં ચિત્રો દોર્યાં છે.

કિપ્લિંગે 1978થી 1882 સુધી પોતાનો અભ્યાસ ઇંગ્લૅન્ડમાં ધ યુનાઇટેડ સર્વિસિસ કૉલેજ-વેલ્ટવર્ડ હો-માં કર્યો હતો. એ કૉલેજના સામયિકનો તે તંત્રી

હતો. એ વખતે તેણે એમાં અનેક ગદ્યપદ્ય લખાણો લખેલાં.

લગભગ 17 વર્ષની વયે ઇંગ્લૅન્ડથી તે ભારત આવ્યો અને 'સિવિલ ઍન્ડ મિલિટરી ગેઝેટ'ના તંત્રીખાતામાં નોકરી મેળવી. તેણે એ વેળા 'ઇકોઝ' અને 'ક્વૉર્ટેટ' તેમાં લખ્યાં. 1887માં તે અલાહબાદના 'પાયોનિયર' પત્રમાં જોડાયો જેને કિપ્લિંગ પોતાની પ્રથમ કૃતિ તરીકે ઓળખાવે છે તે 'ડિપાર્ટમેન્ટલ ડિટ્ઝી' તેણે 1886માં પ્રગટ કરી.

1888થી જે કૃતિઓ પ્રગટ થઈ તેનાથી એને એક સાહિત્યકાર તરીકે નામના મળવા માંડી. એચ. જી. વેલ્સે લખ્યું છે તેમ 'એ પુસ્તકોનાં પૂંઠાં બારીઓનાં બારણાંની પેઠે ઊઘડીને પૂર્વના ભમકભર્યા રંગો સૂર્યપ્રકાશ પ્રગટ કરે છે.' કિપ્લિંગના 'પ્લેન ટેલ્સ ફ્રૉમ ધ હિલ્સ'માંનું મિસિસ હોક્સબીનું પાત્ર ભૂલ્યું ભુલાય એવું નથી. એ જ વર્ષમાં કિપ્લિંગની છ પુસ્તિકાઓ પ્રગટ થઈ, જે પાછળથી 'સોલ્જર્સ થ્રી' અને 'વિ વિલ્લી વિંકી'માં સંગ્રહાઈ છે. એમાંથી 'જે માણસ રાજા થશે' નામે નવલિકા કોઈક 'મહાકાવ્ય' સમી એક શ્રેષ્ઠ નવલિકા ગણાય છે.

'પાયોનિયર' પત્રના પ્રતિનિધિ તરીકે કિપ્લિંગ 1889માં જાપાન અને અમેરિકા થઈને ઇંગ્લૅન્ડ ગયો. એ સમયે અખબારો માટે એણે લખેલા લેખો 'ફ્રૉમ સી ટુ સી' નામે બે ગ્રંથોમાં (1900) પ્રગટ થયા છે. તેણે 'મેકમિલયન્સ મૅગેઝિન'માં લખેલ વાર્તાઓ અને કાવ્યો એ ઇંગ્લૅન્ડનું ધ્યાન ખેચ્યું હતું. 1891માં પ્રગટેલી તેની 'ધ લાઇટ ધેટ ફેઈલ્ડ' નામે નવલકથા ખૂબ પ્રશંસા પામી હતી. રંગભૂમિ પર તેનું નાટક પણ સફળતાપૂર્વક ભજવાયું હતું. એ જ વર્ષે પ્રગટેલ 'લાઈફ હેન્ડિકૅપ' નામે નવલિકાસંગ્રહમાં એક પ્રતિભાવાન વર્ણનકારનાં દર્શન થાય છે.

1892માં એક અમેરિકન સન્નારી સાથે તેનાં લગ્ન થયાં. તેણે દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલૅન્ડનો પ્રવાસ કર્યો. પોતાના સાળા વોલ્કોટ બાલેસ્ટીરના સહકારમાં એણે 'ધ નૌલાખા' નામે લાંબી નવલકથા 1892માં લખી. એ જ વર્ષે 'બૅરૅક રૂમ બૅલેડ્ઝ' નામે તેનો કાવ્યસંગ્રહ પ્રગટ થયો. એમાંના 'ગંગાદીન', 'માંડલે', 'ટોમ્લીન્સન' વગેરે કાવ્યોએ અનેકને આકર્ષ્યા. 1893માં પ્રગટ થયેલી તેની 'મૅની ઇન્વેટૅશન' નામે કૃતિમાં 'દુનિયાની સૌથી સુંદર વાર્તા' એ શીર્ષક હેઠળની વાર્તા નામ જેવા જ ગુણ ધરાવતી સાબિત થઈ. 1894 અને 1895માં ભારતના જંગલજીવનની કથાઓ 'ધ જંગલ બુક'માં અને 'ધ સેકન્ડ જંગલ બુક'માં પ્રગટ થઈ. કિપ્લિંગનાં 'ધ એલિફન્ટ બૉય' તથા 'ધ જંગલ બુક' એ બે પુસ્તકો પરથી રોમાંચક ચિત્રપટો પણ ઊતર્યાં છે.

1896માં 'ધ સેવન સીઝ' નામે તેનો કાવ્યસંગ્રહ પ્રગટ થયો. 'કૅપ્ટન

કૉરેઝિયર્સ' એમાં એક અમેરિકન ધનવાનનો પુત્ર શી રીતે 'માનવ' બને છે તેનું કિપ્લિંગે નવતર શૈલીએ આલેખન કર્યું છે. 1937માં તેના પરથી સફળ ચિત્રપટ પણ સર્જાયું હતું. 'ધ ડે વર્ક'માં યંત્રો અને પ્રાણીઓને નાટ્યાત્મક રીતે બોલતાં કરવાનો લેખકે સફળ પ્રયત્ન કર્યો છે.

વિશાળ ભૂમિકા પર રચાયેલી કિપ્લિંગની શ્રેષ્ઠ નવલકથા 'કિમ' 1901માં પ્રગટ થઈ. 'કિમ' એક અંગ્રેજ છોકરો છે, પણ ભારતીઓ, તિબેટિયનો અને અફઘાનોમાં તે પ્રિય છે. એમાં હિંદનું વિવિધ રંગી વાતાવરણ છે. 'જસ્ટ સો સ્ટૉરીઝ'માં કિપ્લિંગે બાળકોની અજબ સૃષ્ટિમાં પ્રવેશીને એનું આલેખન કર્યું છે. તેમાંની બાર વાર્તાઓ નૂતન પ્રાણીવિજ્ઞાન સમજાવે છે. એ વાર્તાઓમાં ચિત્રો કિપ્લિંગે જાતે દોર્યાં છે.

1903માં તેનો 'ફાઈવ નૅશન' નામે કાવ્યસંગ્રહ પ્રગટ થયો. એમાંનું 'રીઝીશનલ' નામે ગીત વેસ્ટ મિન્સ્ટર એબેમાં સૌથી ભવ્ય રાજપ્રસંગે ગવાયેલું કિપ્લિંગે જાતે સાંભળ્યું ! દક્ષિણ આફ્રિકાના પોતાના અનુભવો એણે 'ટ્રાફિક ઍન્ડ ડિસ્કવરી' (1904)માં હાસ્યરસિક રીતે આલેખ્યા છે.

'પક ઑફ પૂક હિલ' (1906) અને 'રીવર્ડ્ઝ ઍન્ડ ફૅરીઝ' (1910)માં કિપ્લિંગે પ્રાચીન ઇંગ્લૅન્ડની સૌથી પ્રાચીન વસ્તુ વિશે બે બાળકોને જે વાર્તાઓ કહી છે એ વિશે કહેવાયું છે કે : 'If the reader will turn back to those wise fairy-tales he will see that cach is really fourfold : a composite tissue made up of a layer of history-story stuff, on a last foundation of delicately bedimmed but never doubtful allegory.'

કિપ્લિંગની કલમમાંથી એક પછી એક વાર્તાસંગ્રહ, નવલકથા, કાવ્યસંગ્રહ કે યાત્રાવર્ણન સર્જાતાં જ રહ્યાં છે. એણે 1930માં 'ધ સર્વન્ટ અ ડોગ' નામે પુસ્તકમાં કૂતરાઓ વિશે વાતો કહી છે. 1932માં પ્રગટેલ 'લિમિટ ઍન્ડ રીનીવલ્સ'માં નવો વાર્તાફાલ પ્રકાશ પામે છે.

કિપ્લિંગને ઇંગ્લેન્ડ, સ્કોટલેન્ડ, કેનેડા અને ફ્રાંસનાં વિશ્વવિદ્યાલયોએ માનદ ડિગ્રીઓ આપી છે. દક્ષિણ ફ્રાંસના પ્રવાસે જવાની તૈયારી કરતો હતો ત્યારે 1936ની 18મી જાન્યુઆરીએ તે મરણ પામ્યો. વેસ્ટ મિન્સ્ટર એબેના કવિઓના ખૂણામાં એને દફનાવવામાં આવ્યો.

20, પ્રીતમનગર, એલિસબ્રિજ
અમદાવાદ - 380 006

- કૃષ્ણવદન જેટલી



# પાત્રપરિચય



મોગલી જંગલમાં મળી આવ્યો હતો. તે વરુઓ સાથે રહેતો અને મોટો થતો ગયો. તે જંગલમાં બધાનો ખૂબ માનીતો બન્યો.



બાલુ એ રીંછ છે, જે મોગલીનો શિક્ષક અને મિત્ર બને છે. તે એને જંગલ જીવવાનું શીખવે છે.



બગીરા એ કાળો ચિત્તો છે, જે વરુઓના ઝુંડમાં મોગલીની સ્વીકૃતિ માટે બોલે છે. તે મોગલીને દુશ્મનોથી સુરક્ષિત રહેવા માટે આગ લાવવાની સલાહ આપે છે.



શેરખાન વાઘ છે, જે સૌ પ્રથમથી જ મોગલીનો દુશ્મન છે. તે હંમેશાં મોગલીને મારી નાખવાનો પ્રયત્ન કરતો જોવા મળે છે.





વરુમાતા - વરુપિતા મોગલીને શોધે છે. તેઓ તેને તેનું નામ આપે છે અને જંગલમાં તેમના પોતાના બચ્ચા સાથે તેની પણ સાર-સંભાળ કરે છે.



બંદર-લોગ એ વાંદરા છે, જેમને બીજા પ્રાણીઓ દ્વારા ધિક્કારવામાં આવે છે. જ્યારે મોગલી એકલો હતો ત્યારે તેમણે તેનું અપહરણ કર્યું હતું.



'કા' એક અજગર છે, મોગલીનું જ્યારે વાંદરાઓ દ્વારા અપહરણ કરાયું હતું. ત્યારે તેને બચાવવામાં તેણે મદદ કરી હતી.





મેસુઆ એક મહિલા છે, જેણે મોગલીને અપનાવ્યો છે. તેણી માને છે કે મોગલી તેનો પુત્ર છે જેને તેણીએ ઘણાં વર્ષો પહેલાં જંગલમાં ગુમાવ્યો હતો.



સી કેચ એ એક પિતા સીલ છે જે એક ટાપુ પર રહેતો હતો. મટકાહ એ સી કેચની પત્ની છે. કોટિચ: સી કેચ અને મટકાહનો પુત્ર, જેણે તમામ સીલ માટે એક નવો ટાપુ શોધ્યો.



હાથી એક સમજદાર પ્રાણી છે. તે વાઘના શરીર ઉપર પટ્ટા કેમ હોય છે તેની વાર્તા કહે છે.



# અનુક્રમ

# 1

# વરુ પરિવારમાં મોગલીનું આગમન

લગભગ સાંજના સાત વાગવા આવ્યા હતા એ વેળા સિવની નામના ડુંગરમાં વરુ પિતા ઊંઘમાંથી ઊઠ્યા. આખો દિવસ એમણે એમની ગુફામાં આરામ કર્યો હતો અને સાંજ થઈ એટલે ઊઠ્યા હતા. સાંજ પડે ત્યારે વરુઓનું ટોળું શિકાર માટે નીકળતું. વરુ પિતાએ પહેલાં તો હાથ ઉપર-નીચે કર્યા કે જેથી કરીને સુસ્તી દૂર થઈ જાય! એ પછી એમણે બગાસું ખાધું. એમની બાજુમાં વરુમાતા પણ એનું મોટું નાક બચ્ચાંઓ તરફ રહે એ રીતે સૂઈ રહી હતી. તેમની ગુફાના આગળના ભાગે એટલે કે દરવાજે ચંદ્રનો આછો પ્રકાશ પડી રહ્યો હતો.

વરુપિતા શિકાર કરવા માટેની તૈયારી કરી રહ્યા હતા ત્યાં જ એમના કાને ક્યાંકથી પાંદડાં ખખડવાનો અવાજ પડ્યો. એ તરત જ સજાગ થઈ ગયા. એમણે ગુફાની બહાર નજર દોડાવી તો 'તબાકી' નામનું શિયાળ ઊભું હતું. જંગલમાં રહેતાં તમામ પ્રાણી આ શિયાળ તરફ નફરત કે ઘૃણા દાખવતાં હતાં. એનું કારણ એ જ હતું કે તે કપટી હતું. તમામ પ્રાણી તેનાથી ગભરાતાં હતાં. જ્યારે તે ગાંડું બનતું ત્યારે આખા જંગલને માથે લેતું હતું. જો કોઈ પ્રાણી તેના રસ્તામાં આડું આવે તો તેને અડફેટે લેવાનું તે ચૂકતું નહીં. એટલે શક્ય હોય ત્યાં સુધી સહુ તેનાથી અંતર રાખતાં હતાં. વાઘ જેવો વાઘ કે જે 'શેરખાન' તરીકે ઓળખાતો, તે પણ 'તબાકી'થી ગભરાતો હતો.

તબાકીને જોતાં જ વરુપિતાએ મન મક્કમ કર્યું અને બોલ્યા, "અહીંયાં કેમ આવ્યું છે ? તારે શું જોઈએ છે ? તને આપવા માટે અમારી પાસે કશું જ નથી. તને જો તારો જીવ વ્હાલો હોય અને

અહીંયાંથી સહી-સલામત પરત જવા ઇચ્છતું હોય તો અત્યારે જ અહીંથી ચાલ્યું જા."

"મારે તમને એક સમાચાર જણાવવા છે એટલે આવવું પડ્યું છે" તબાકી બોલ્યું.

"શું સમાચાર છે ?" વરુપિતાએ પૂછ્યું.

"જેનાથી જંગલનાં તમામ પ્રાણી ગભરાય છે એવા શેરખાને શિકાર કરવાની એની જગ્યા બદલી છે. હવેથી તે ટેકરીઓની આસપાસના વિસ્તારમાં શિકાર કરશે." તબાકીએ સ્પષ્ટતા કરી.

'શેરખાન' એ બીજું કોઈ નહીં બલકે જંગલમાં રહેતો એક દુષ્ટ વાઘ હતો. જંગલમાં સહુ તેને 'શેરખાન' કહીને સંબોધતા હતા. સમાચાર સાંભળ્યા બાદ વરુપિતા રાતાચોળ થઈ ગયા. પછી કહેવા લાગ્યા, "જંગલના કાયદા વિશે એને ખબર નથી ? કાયદો સ્પષ્ટ જણાવે છે કે અગાઉથી જાણ કર્યા વિના જંગલમાં રહેતું કોઈપણ પ્રાણી પોતાની શિકાર કરવાની જગ્યા કે વિસ્તાર બદલી શકતું નથી. તેણે કોઈને કહ્યાં વિના કેવી રીતે શિકારની જગ્યા બદલવાનો નિર્ણય લઇ લીધો ?"

વરુમાતા આ બધું સાંભળતી હતી. એણે કહ્યું, "એ લંગડો તો એના જન્મટાણેથી જ એવો છે. કોઈને સુખશાંતિથી જીવવા દેતો નથી. ચોક્કસપણે વેનગંગાના રહેવાસીઓ એનાથી ત્રાસી ગયા હશે અને એટલે એ હવે અહીં આપણને હેરાન કરવા આવ્યો છે." એ દરમિયાન તબાકીએ વરુપિતાને પૂછ્યું, "તમને ક્યાંકથી કોઈ અવાજ આવતો હોય એવું સંભળાય છે ?" વરુપિતાએ શેરખાનનો અવાજ સાંભળ્યો એટલે તેઓ બોલ્યા, "હા."

શેરખાન બડબડાટ કરતો હતો. વરુપિતાએ વરુમાતા સામે જોયું અને કહ્યું, "આપણાં હરણો કદાવર બળદો જેવાં છે એવું તે વિચારતો હશે ! " આ સાંભળી વરુમાતાએ કહ્યું, "એ નથી હરણનો શિકાર કરવાનો કે નથી એ બળદનો શિકાર કરવાનો. એ શિકાર કરશે તો માત્ર માણસનો."

ગુસ્સામાં વરુપિતા બોલ્યા, "શું એને ત્યાં શિકાર માટેના જીવ ખૂટી પડ્યા કે એને એક માણસનો શિકાર કરવાની ઇચ્છા જાગી

અને તે પણ આપણે જ્યાં વસવાટ કરીએ છીએ તે હદમાં!"

જંગલના કાયદા મુજબ કોઈ પણ પ્રાણીને યોગ્ય કારણ વિના કશું જ કરવાની છૂટ આપવામાં આવતી નથી. થોડી વાર થઈ ને ગીચ ઝાડીમાંથી અવાજ આવ્યો. વરુમાતા અને વરુપિતા સજાગ થઈ ગયાં. વરુપિતા થોડે આગળ ગયા અને એમના આશ્ચર્યનો પાર ન રહ્યો. ! એમને એક નાનું બાળક-માનવબાળ જોવા મળ્યું. તે ઝાડની ડાળખી પકડીને ઊભું હતું. વરુપિતાને જોતાં જ તે ખડખડાટ હસવા લાગ્યું. વરુમાતા બોલી, "અરે, આ તો આપણા ટોળામાંનું નથી લાગતું, આ તો માનવબાળ છે. વહેલી તકે એને અહીં લઈ આવો. "

એ પછી વરુપિતાએ મોં ખોલ્યું. તેઓ બાળક પાસે પહોંચ્યા અને એને દાંત વડે પકડ્યું. પછી તેને વરુમાતાની નજીક લાવવામાં આવ્યું.

આ બાળક બીજું કોઈ નહીં પણ 'મોગલી' હતો. વરુમાતા તેને જોતાં જ ખૂબ ખુશ થઈ ગઈ. "કેટલું સરસ છે. મારાં બચ્ચાંઓમાં એક બાળકનો ઉમેરો થવાથી હવે મને વધારે ખુશી થશે." વરુમાતાએ વિચાર કર્યો. "કેટલું સુંદર છે આ બાળક ! જુઓ એની તરફ" વરુમાતાએ વરુપિતાને કહ્યું.

વરુપિતાએ જોયું કે બાળકના માથા પર ખૂબ જ ઓછા વાળ હતા. તેમણે કહ્યું, "તે કેવું મારી તરફ જુએ છે ? હું એને માત્ર મારા પગ વડે મારી શકું છું. પણ એને મારવાની મને ઇચ્છા થતી નથી. એની બહાદુરી તો જોવા જેવી છે. આપણાથી તે સહેજ પણ ગભરાતું નથી."

વરુમાતા અને વરુપિતા એકબીજા સાથે વાતો કરતાં હતાં ત્યાં જ ગુફામાં આવતો ચંદ્રનો પ્રકાશ એકદમ બંધ થઈ જવા પામ્યો. ઘટના જાણે એમ બની હતી કે લુચ્ચો શેરખાન મોગલીની શોધમાં છેક ગુફાના દ્વાર સુધી આવી પહોંચ્યો હતો. ચોરસ આકારનું એનું મોં અને ફેલાયેલા ખભા ગુફાની અંદર આવવા માટે તલસી રહ્યાં હતાં. વરુપિતાએ કડક અવાજમાં શેરખાનને પૂછ્યું, "અહીં કેમ આવ્યો છે ? "

"મારે માનવબાળ જોઈએ છે એટલે અહીં આવ્યો છું." શેરખાને કહ્યું.

મોગલી અહીં જ હોવાની શેરખાનને પાક્કી ખાતરી હતી.

"તેને અત્યારે જ મારા હવાલે કરી દો. કેમ કે એ મારો શિકાર છે. મારો શિકાર હું મેળવીને જ રહીશ." શેરખાને દાંત કચકચાવતાં વરુપિતાને કહ્યું.

વુડ કટર્સ કેમ્પફાયરમાં કૂદકો માર્યો હોવાથી શેરખાનના પગ બળી ગયા હતા. કોઈને પણ પીડા થતી હોય ત્યારે કેવું અકળાય! બસ એમ જ મોગલીને પકડવા આવ્યો ત્યારે શેરખાન પગ બળી જવાને કારણે વધારે અકળાયેલો હતો. વરુપિતાને પાક્કી ખાતરી હતી કે ગુફાનું દ્વાર સાંકડું હોવાથી શેરખાનના, ગુફામાં પ્રવેશવાના તમામ પ્રયાસો નિષ્ફળ રહેશે !

"તને માનવબાળ નહીં મળે. અહીંથી ચાલ્યો જા. કેમ કે એ હવે અમારું થઈ ગયું છે." વરુપિતાએ શેરખાનને ચેતવણી આપતાં જણાવ્યું.

વરુપિતાની નજીક ઊભેલી વરુમાતાએ શેરખાનને કડક શબ્દોમાં કહ્યું, "ઓ લંગડા, તેં સાંભળ્યું ? આ માનવબાળ હવે અમારું છે. જ્યારથી એ અમારા ઘરમાં આવ્યું છે, અમારાં બચ્ચાં સાથે હળીભળી ગયું છે. તું એને મેળવવાનો પ્રયત્ન કરીશ નહીં. અમે જ્યારે શિકાર માટે જઈશું ત્યારે એ પણ અમારી સાથે આવશે. મારા શબ્દો નોંધી રાખ કે એક દિવસ એ તારો શિકાર કરીને તને મોતને ઘાટ ઉતારી દેશે. હું તને વધારે લંગડો બનાવી દઉં એ પહેલાં અહીંથી ચાલ્યો જા."

કદાચ એવું બને કે શેરખાને વરુપિતાનો સામનો કર્યો હોય, પણ વરુમાતા સામે તો શેરખાનની બોલતી જ બંધ થઈ ગઈ ! તે ત્યાં વધુ સમય માટે ઊભો રહી શક્યો નહીં. વરુમાતાના શબ્દો સાંભળી તે ત્યાંથી ચાલ્યો ગયો. થોડે દૂર ચાલ્યા ગયા બાદ તે બડબડાટ કરવા લાગ્યો, "અત્યારે તો ભલે તમે એને તમારી પાસે રાખ્યો પણ જ્યારે તેને ટોળા સમક્ષ હાજર કરવામાં આવશે ત્યારે અમે જોઈશું કે અન્ય વરુઓ આ બાળક સામે શું પગલાં લે છે !"

વરુમાતા અને વરુપિતા શેરખાનના આ બડબડાટને સાંભળી ગયાં. વરુપિતાએ કહ્યું, "તેં સાંભળ્યું ને, જતાં જતાં એ લુચ્ચો આપણને સાચી વાત સંભળાવી ગયો. વરુનાં ટોળાં સમક્ષ હાજર

થવાનું થશે ત્યારે આ બાળક અંગે આપણે શું કહીશું ? આપણે માથે એક જવાબદારી એ છે કે આ બાળકને આપણે ટોળા સમક્ષ હાજર કરવું જ પડશે. આ તમામ હકીકત જાણવા છતાં પણ તું એને આપણી સાથે રાખવાની ઇચ્છા રાખે છે ? "

વરુમાતાને મોગલી સાથે મમતા બંધાઈ ગઈ હતી. અને તે પણ ખૂબ જ ઓછા સમયગાળામાં. એટલે વરુપિતાએ જ્યારે આવી વાત કરી ત્યારે તે ઘડીભર તો ચિંતા કરવા લાગ્યા. જોકે એ પછી એણે જવાબ આપ્યો, "હા, હું આ સઘળી હકીકત જાણવા છતાં તેને આપણી સાથે રાખવાની ઇચ્છા ધરાવું છું."

આ સાંભળી વરુપિતા વરુમાતા સામે જોઈ રહ્યાં. કંઈક યાદ આવ્યું હોય એમ વરુમાતાએ ઉમેર્યું, "યાદ છે તમને એ રાત્રે તે કેવું ઉઘાડું આપણી વચ્ચે આવ્યું હતું. એ એકલું હતું અને ભૂખ્યું પણ થયું હતું. આવી હાલતમાં પણ તે કેવું ખુશમિજાજી અને ઉત્સાહી દેખાતું હતું. વળી, તે આપણાથી સહેજ પણ ગભરાતું નહોતું. આ જ બાળક અત્યારે આપણા બચ્ચા સાથે કેવું રમી રહ્યું છે ! આવા બાળકને કેવી રીતે તરછોડી દેવાય ?"

"તારી વાત મારા ગળે ઊતરે છે. મને પણ આ બાળક પ્રત્યે પ્રેમ અને લાગણી છે પણ સમસ્યા એ છે કે વરુનાં ટોળાં સમક્ષ આપણે શો જવાબ આપીશું ?" વરુપિતાએ વરુમાતાને પૂછ્યું.

જંગલના કાયદા અનુસાર જ્યારે વરુ પરણે છે ત્યારે તેને ટોળામાંથી બાકાત કરવામાં આવે છે. જોકે જેવાં તેનાં બચ્ચાં પોતાના પગ પર ઊભાં રહી શકવા સક્ષમ બને છે કે એમને ટોળા સમક્ષ લાવવામાં આવે છે. મહિનામાં એક વખત વરુના ટોળાની સભા યોજવામાં આવે છે. એ ટાણે ચંદ્ર પૂર્ણપણે પ્રકાશે છે.

વરુપરિવારની વાત કરીએ તો કહેવું પડે કે એમણે એમનાં બચ્ચાં દોડતાં શીખી જાય ત્યાં સુધી રાહ જોઈ હતી અને ત્યારબાદ જ્યારે ટોળાની સભા મળી ત્યારે મોગલીને પણ ટેકરીના શિખર એટલે કે હિલટોપ પર લઈ ગયા હતા. એકસાથે સો જેટલા વરુ સમાઈ શકે એવી તે જગ્યા હતી. વરુઓના ટોળાની આગેવાની કરવાનું કામ અકીલા નામનું એક એકલપટું વરુ સંભાળતું હતું. તે શિખર પર બેઠું

હતું અને નીચે લગભગ ચાલીસ જેટલાં નાનાંમોટાં વરુ બેઠાં હતાં.

થોડી વાત અકીલા વિશે કરીએ તો કહેવું પડે કે થોડાં વર્ષ અગાઉ એની સાથે એક ઘટના બની હતી. વરુને પકડવા માટે જે જાળ પાથરવામાં આવે છે એમાં તે સપડાઈ ગયું હતુ. અને આવી ઘટના તેની સાથે બે વખત બની હતી. એક વખત તો એને ખૂબ જ માર મારવામાં આવ્યો હતો. અને એ પછી તેને લગભગ અધમૂઉં કરીને છોડી મૂકવામાં આવ્યું હતું. આ કડવા અનુભવથી તે માણસની રીતભાત અને ચાલબાજીથી પૂરેપૂરું વાકેફ હતું.

ટોળાનો આગેવાન સૂચના આપતો હતો. સભાની મધ્યમાં વરુનાં બચ્ચાં બેઠાં હતાં. બધાં એકબીજા સાથે ગેલ કરતાં હતાં. કેટલાંક બચ્ચાં ગુંલાટ મારતાં હતા. એમના માતાપિતા પણ અહીં હાજર હતા. એ દરમિયાન એક વયસ્ક વરુ ધીમે રહીને એક બચ્ચા તરફ ગયું. તેણે બચ્ચા તરફ ધ્યાનપૂર્વક જોયું. પછી પોતાના સ્થાન પર પાછું ફર્યું.

મોગલીને હાજર કરવાનો સમય આવ્યો કે વરુમાતાના ગળા ઉપરના વાળ ઊંચા થઈ જવા લાગ્યા. જેની ઉપર ચંદ્રનો પ્રકાશ પડતો હતો એવા પથ્થરો સાથે મોગલી રમત રમતો હતો. તેને વચ્ચે લાવવામાં આવ્યો. આ સભામાં શેરખાન પણ આવ્યો હતો. તેણે મોટેથી બૂમ પાડી, "માનવબાળ મને સોંપી દો. એને રાખીને તમે શું કરશો ?"

ચાર વર્ષના એક વરુના કાને શેરખાનના આ શબ્દો અથડાયા એટલે એણે આ જ સવાલ અકીલાને પૂછ્યો, "આ માનવબાળને પોતાની પાસે રાખીને આ વરુઓ શું કરશે ?"

જંગલમાં એવો નિયમ હતો કે વરુના બચ્ચા મામલે જો કોઈ સમસ્યા ઊભી થાય તો સભાના બે સભ્યો તેના માટે અવાજ ઉઠાવી શકે. શરત માત્ર એટલી હતી કે એ બે સભ્યો બચ્ચાના માતા-પિતા હોવાં જોઈએ નહીં.

અકીલાએ જાહેર કર્યું, "આ માનવબાળ માટે બોલવા તૈયાર થાય એવું કોઈ છે આ સભામાં ?"

બરોબર એ જ સમયે 'બાલુ' નામના રીંછનો પ્રવેશ થાય છે.

બાલુનું કાર્ય વરુના બચ્ચાને જંગલના નિયમ શીખવવાનું છે. તે એક શિક્ષકનું કાર્ય કરે છે. એણે જાહેર કર્યું, "હું તૈયાર છું આ માનવબાળ માટે બોલવા. મારું માનો તો એને વરુના ટોળા વચ્ચે રહેવા દો. હું એને મારી રીતે બધું જ શીખવીશ."

માનવબાળ માટે બોલવા એક જણે તો તૈયારી બતાવી હતી. એટલે અકીલાએ ફરી પૂછ્યું, "બીજું કોઈ છે એના માટે બોલનારું ?"

થોડી વારમાં ત્યાં કાળા રંગનો ચિત્તો આવી પહોંચ્યો. એને સહુ 'બઘીરા' નામથી ઓળખતાં હતાં. તેણે કહ્યું, "આમ તો હું તમારી જાતમાંથી આવતો નથી પણ હું વિચારું છું એ મુજબ જંગલનો નિયમ સ્પષ્ટ જણાવે છે કે બચ્ચા મામલે કોઈ ગૂંચવણ ઊભી થાય તો તેના માટે એક ઉપાય એ છે કે તેને જે તે કિંમત ચૂકવીને ખરીદી લેવું. કિંમત ચૂકવીને કોઈ પણ તેને ખરીદી શકે છે. મેં હમણાં જ એક બળદનો શિકાર કર્યો છે કે જે અહીંથી લગભગ એક માઇલ દૂર છે. જો તમે આ મોગલીને તમારી સાથે રાખવા તૈયાર હો તો હું આ બળદ તમને સોંપી દઉં છું."

હરહંમેશ ભૂખ્યાં રહેતાં વરુઓને બઘીરાની શરત સામે કોઈ વાંધો જણાયો નહીં. બળદ ક્યાં છે એવું બઘીરાને પૂછવામાં આવ્યું. જેનો શિકાર કરવામાં આવ્યો હતો એ બળદ તળેટી નીચે હોવાની જાણ થતાં જ બધાં વરુ ત્યાં ધસી ગયાં.

આમ, બળદની કિંમતે અથવા તો બળદના બદલે માનવબાળ મોગલીનો વરુપરિવારમાં સમાવેશ થઈ ગયો.

# 2

## જંગલની અજબ - ગજબની દુનિયા

વરુઓના ટોળા વચ્ચે મોગલી ઘણાં બધાં વર્ષો રહ્યો. એ તમામ વર્ષોની ગણતરી કરીએ અને લખીએ તો ઘણાં બધાં પુસ્તકો લખી શકાય એમ છે. આપણે તો તે કેવી અદ્ભુત રીતે જીવ્યો એ બાબત વિશે જ કલ્પના કરવી રહી. વરુના ટોળા વચ્ચે એણે ખૂબ જ આનંદ ઉલ્લાસથી દિવસો પસાર કર્યા. એ જ્યારે બાળક હતો એ પૂર્વે એની સાથે રહેતાં વરુઓ એકદમ નાનાં નહીં બલકે ઊછરતાં વરુઓ હતાં. વરુપિતાએ મોગલીને એમનું કામ શીખવ્યું. મોગલીને શીખવવામાં આવ્યું હતું એ પ્રમાણે તે ઘુવડની પ્રત્યેક ચાલથી જાણકાર કે વાકેફ બની ગયો હતો. ચામાચીડિયું જ્યારે ઝાડની ડાળી પર રાતવાસો કરવા માટે રોકાતું ત્યારે તે તેના નહોર વડે ઉઝરડા કર્યા કરતું. આ ઉઝરડાનો અવાજ પણ તે સાંભળી શકતો હતો. કશું શીખવાનું ન હોય ત્યારે તે સામાન્ય રીતે એક જગ્યાએ શાંતિથી બેસી રહેતો. એ પછી ઊંઘ આવે તો ઊંઘી જતો હતો. જ્યારે તેને ભૂખ લાગતી ત્યારે જાગતો. તે કાંઈક ખાઈ લેતો. ત્યારબાદ વળી પાછો સૂઈ જતો હતો.

જ્યારે તે જોતો કે પોતાનું શરીર મેલને કારણે ગંદું થઈ ગયું છે; તે તરત જ જંગલમાં આવેલી નદીઓમાં નાહવા જતો. બહુ ગરમી હોય ત્યારે પણ ઠંડક મેળવવા નદીમાં તરવા પડતો. તેને મીઠું મધ ખાવાની ઇચ્છા થતી ત્યારે તે ઝાડ ઉપર પણ ચઢી જતો હતો. બઘીરા નામના કાળા ચિત્તાએ તેને ઝાડ ઉપર ચઢવાનું શીખવ્યું હતું.

આ બઘીરા પોતે ઝાડ પર આડો પડતો. પછી તે મોગલી સામે જોઇને કહેતો, "મારા નાનાભાઈ, મારી પાસે આવી જા." જીવનમાં

પહેલી વાર મોગલી રીંછ જેવા પ્રાણીની માફક ઝાડ ઉપર ચઢ્યો હતો. એ પછી તો તે પોતાના આખા શરીરને ઝાડની એક ડાળી પરથી બીજી ડાળી પર એ રીતે ફેંકતો કે જાણે પૂંછડી વિનાનું વાંદરું ન કૂદતું હોય! જ્યારે વરુઓનું ટોળું કાઉન્સિલ રૉક નામની ટેકરી પર મળતું ત્યારે તે ત્યાં પોતાનું સ્થાન જમાવતો. ત્યાં તેણે અનુભવ્યું કે જ્યારે તે કોઈ વરુની સામે એકીટશે જુએ તો વરુએ એની આંખો બંધ કરી દેવી પડતી હતી. આ રીતે તે વરુઓ સામે જોવાનું રાખતો. અને એ રીતે મજા માણતો.

અન્ય સમય દરમિયાન એ તેના મિત્રોને મદદરૂપ બનતો. રાતના સમયે તે ટેકરીઓના નીચેના ભાગમાં જવાનું રાખતો. ત્યાં જઈને તે ગામવાસીઓને જોયા કરતો. મોગલીને માણસો પ્રત્યે અવિશ્વાસની લાગણી હતી. કેમકે બઘીરાએ એને એવા મતલબની વાત કરી હતી કે આ માણસોએ જંગલમાં ડ્રોપગેટ સાથેનું એક ચોરસ બોક્ષ સંતાડ્યું હતું. બઘીરાએ મોગલીને આ બોક્ષ પણ બતાવ્યું હતું. એ પછી કહ્યું હતું કે જંગલના પ્રાણીઓને પકડવા માટે તે મૂકવામાં આવ્યું હતું. મોગલીને જાણ થઈ ગયેલી કે માણસો દ્વારા તૈયાર કરાયેલો તે એક સકંજો હતો.તેને બઘીરા સાથે જંગલમાં જવું વધારે ગમતું હતું. બઘીરા ભૂખ્યો થતો ત્યારે શિકાર કરવા જતો હતો. મોગલી સમજણો થયો કે તરત જ તેને બઘીરાએ જણાવ્યું હતું કે એણે ક્યારેય જંગલનાં કોઈ પણ પ્રાણીનો શિકાર કરવો નહીં. કેમ કે એને ટોળામાં દાખલ કરવા માટે બળદના જીવનની કિંમત ચૂકવવી પડી હતી. બઘીરાની આ વાત મોગલી સમજી ગયો હતો. અને એટલે તે તેની વાત વફાદારીપૂર્વક અનુસરતો હતો.

વરુમાતાએ એને એક-બે વખત જણાવ્યું હતું કે શેરખાન ભરોસો મૂકવાને લાયક જીવ નથી અને એટલે એણે કોઈને કોઈ દિવસ તેને મોતને ઘાટ ઉતારવો જ પડશે ! મોગલી જ્યારે રસ્તા પર ચાલતો ત્યારે શેરખાન ત્યાં આવી જતો અને તેનો રસ્તો ઓળંગતો. બઘીરાની આંખો અને કાન બધે રહેતા હતા. એને સાંભળવા મળ્યું હતું કે શેરખાન કોઈને કોઈ દિવસ મોગલીને મારી નાખશે. આ અંગે એણે મોગલીને જણાવી દીધું હતું. જંગલમાં ઇક્કી નામની એક શાહુડી પણ

હતી. તેણે બઘીરાને જણાવ્યું હતું કે શેરખાન મોગલીને મોતને ઘાટ ઉતારવાનું વિચારી રહ્યો છે. બઘીરાએ આ વાતની જાણ મોગલીને ત્યારે કરી કે જ્યારે બંને જણ જંગલમાં હતા.

જ્યારે બઘીરા જંગલમાં આડો પડ્યો હતો ત્યારે મોગલીએ એનું માથું તેના શરીર પર ઢાળ્યું હતું. બઘીરા મોગલીને કહેતો હતો, "મારા નાના ભાઈ, મેં તને કેટલી વખત જણાવ્યું કે આ શેરખાન તારો દુશ્મન છે ?"

કોઈ વાત કેટલી વખત કહી એવું મનમાં યાદ ન રાખનારો મોગલી જવાબ આપે છે કે "પેલા ઝાડ ઉપર જેટલી તાડફળી દેખાય છે ને એટલી વખત !" એ પછી તેણે ઉમેર્યું, "એ બાબતનું અત્યારે શું કામ છે ? અત્યારે હું ઊંઘમાં ઘેરાયેલો છું."

બઘીરાએ કહ્યું, "તારા માટે આ સમય કાંઈ ઊંઘવા માટે નથી, સમજ્યો!"

એ પછી એણે ઉમેર્યું, "બાલુ તને જાણે છે. વરુનું ટોળું તને જાણે છે. મૂર્ખ હરણ પણ તને જાણે છે. તબાકી નામના શિયાળે પણ તને જણાવ્યું હતું."

"હો હો હો હો..." મોગલી બોલ્યો. પછી એણે ઉમેર્યું, "તબાકી ને, એ તો થોડા સમય પહેલાં જ મારી પાસે આવ્યું હતું. તે મારી સાથે અયોગ્ય ભાષામાં વાત કરતું હતું. મને તે કહેતું હતું કે હું નગ્ન માણસનું બચ્ચું છું."

મોગલીએ તબાકી નામના શિયાળની પૂંછડી પકડી હતી. ત્યારબાદ એને તાડના ઝાડ સાથે પછાડ્યું હતું કે જેથી એને ખબર પડે કે યોગ્ય રીતે વાત ન કરીએ તો કેવી હાલત થાય !

બઘીરાએ કહ્યું, "તેં ખૂબ જ મૂર્ખામીભર્યું કામ કર્યું. તબાકીએ તને જે કહ્યું તે તને લાગુ પડે છે. શેરખાન તને જંગલમાં નહીં મારે પણ યાદ રાખ કે હવે અકીલાની ઉંમર થવા આવી છે. હવે એ દિવસ બહુ જલદી આવશે કે જ્યારે એ તેના બળદને મારી શકશે નહીં. જ્યારે તને સભામાં લાવવામાં આવ્યો હતો ત્યારે ઘણાં બધાં વરુઓ તારી સામે જોતાં હતાં. શેરખાનની વાત કરીએ તો કહેવું પડે કે એણે જે રીતે શીખવ્યું છે એ પ્રમાણે જુવાન વરુઓ દૃઢપણે

માને છે કે વરુઓના ટોળામાં મોગલીનું કોઈ સ્થાન નથી. ખૂબ ઓછા સમયગાળાની અંદર તું એક માણસ બની જઈશ."

મોગલીએ બઘીરાની વાત ધ્યાનપૂર્વક સાંભળી પછી જવાબ આપ્યો, "હું માણસ બની જઈશ એથી શો ફેર પડે છે ? શું એક માણસ એના ભાઈઓ સાથે હરીફરી શકે નહીં ? હું જંગલમાં જન્મ્યો હતો અને મેં જંગલના તમામ નિયમો પાળ્યા છે. અમારા ટોળામાંનું એક પણ વરુ એવું નહીં હોય કે જેના પંજામાંથી મેં કાંટા કાઢી આપ્યા ન હોય. ! તે બધા ચોક્કસપણે મારા ભાઈઓ છે."

બઘીરા નામના ચિત્તાએ હવે તેનું શરીર લંબાવ્યું. આંખો અડધી બંધ કરી. પછી બોલ્યો, "મારા જડબા નીચે પહેલા નજર નાખ અને પછી ત્યાં સ્પર્શ કરી જો."

મોગલીએ તેના હાથ વડે બઘીરાની હડપચી નીચે સ્પર્શ કર્યો. તેણે જોયું કે બઘીરાના ચળકાટ મારતા વાળ નીચે સ્નાયુઓ ઢંકાયેલા હતા. તેણે જોયું કે બઘીરાના ગળાના ભાગે કોઈ નિશાની હતી. જંગલમાં એવું કોઈ નહોતું કે જે જાણતું હોય કે બઘીરાના ગળે નિશાની છે. બઘીરાનો જન્મ માણસો વચ્ચે થયો હતો. ઉડીપોર ખાતે રાજાના મહેલમાં આવેલા પીંજરામાં બઘીરાની માતાનું અવસાન થયું હતું. આવું એટલા માટે થયું હતું કે બઘીરાએ વરુઓની સભા સમક્ષ મોગલી માટે કિંમત ચૂકવી હતી. બઘીરા ખુદ માણસો વચ્ચે જનમ્યો હતો. તેણે ક્યારેય જંગલ જોયું નહોતું. માણસોએ તેને પીંજરામાં પૂરી દીધો હતો. લોઢાના તવામાં તેને ખાવાનું આપવામાં આવતું હતું. કોઈ એક વખતે તેને લાગ્યું હતું કે પોતે માણસો વચ્ચે રમવાનું સાધન નથી બલકે એક સાહસી ચિત્તો છે. જ્યારે તેને આવું લાગ્યું ત્યારે એણે એના પંજા વડે પીંજરાના સળિયા તોડી નાખ્યા હતા. ત્યાર બાદ બહાર આવી ગયો હતો. માણસોની યુક્તિથી તે વાકેફ હતો. જંગલમાં તે શેરખાન કરતાં પણ વધારે ભયંકર બન્યો હતો. બઘીરાએ એના વિશેની તમામ હકીકત મોગલીને સંભળાવી પછી ધીમેથી પૂછ્યું, "શું આટલું ઘણું ન કહેવાય ? "

મોગલીએ તરત જ બઘીરાના પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું, "હા, તારી વાત સાથે હું સંમત છું. મને બાદ કરતાં આખું જંગલ

તારાથી ગભરાય છે. "

"અરે, તું તો માનવબાળ મોગલી છે." બઘીરાએ કોમળ સ્વરે વાત કરી.

પછી એણે ઉમેર્યું, "મારા જ જીવનનું ઉદાહરણ લઈને સમજવાને પ્રયત્ન કર. હું કેવો મારા જંગલ તરફ પાછો વળ્યો છું. જો તારો વધ કરવામાં ન આવે તો આખરે તો તારે પણ માણસો વચ્ચે જવું જ પડશે. તેઓ જ તારા ભાઈઓ છે. "

"પણ મને ખતમ કરી નાખવાની કોઈ ઇચ્છા જ કેમ રાખે ?" મોગલીએ બઘીરાને પૂછ્યું.

બઘીરાએ મોગલીને કહ્યું, "મારી તરફ નજર કર."

મોગલીએ બઘીરા તરફ જોયું તો લગભગ અડધી મિનિટની અંદર બઘીરાએ એનું માથું ફેરવી લીધું. જે બાબત પોતાના વર્તન દ્વારા બઘીરા મોગલીને સમજાવવા માગતો હતો તે મોગલી સમજી શક્યો નહીં. અહીં આંખોમાં આંખ પરોવીને વાત કરવાની હતી. બઘીરાનો કહેવાનો મતલબ એ હતો કે જેઓ મોગલી પ્રત્યે નફરત દાખવતા હતા એ બધા મોગલી સાથે આંખો મેળવી શકતા નહોતા. મોગલી ઉદાસ થઈ ગયો હતો. તેણે બઘીરાને કહ્યું, "આ બધી બાબતો હું જાણતો નહોતો."

એ પછી બઘીરા મોગલીને માણસો જ્યાં રહે છે ત્યાં જવા કહે છે. માણસો અહીં એમની ઝૂંપડીની આસપાસ લાલ રંગનાં ફૂલ ઊગે એવા છોડનું વાવેતર કરે છે. બઘીરાએ મોગલીને લાલ ફૂલ લઈ આવવા જણાવ્યું હતું.

ખરેખર તો આ લાલ ફૂલ એટલે બીજું કશું નહીં પણ માટીનું એક પાત્ર છે કે જેમાં કોલસા ભરીને આગ પેટાવવામાં આવે છે. ખરુ પૂછો તો જંગલનું કોઈ પણ પ્રાણી આગને એના મૂળ નામથી ઓળખતું નથી. બધાં તેને લાલ ફૂલથી જ ઓળખતા હતા. મોગલીને જે પ્રમાણે સૂચના આપવામાં આવી હતી એ પ્રમાણે તે માણસો રહેતા હતા એ પ્રદેશમાં પહોંચ્યો. રાત પડી ગઈ હતી. સૌપ્રથમ તે એક ઝૂંપડી પાસે પહોંચ્યો. ઝૂંપડીની એક બારી પાસે તેણે તેનું મોં ટેકવ્યું. તેને એક દૃશ્ય જોવા મળ્યું કે જેમાં એક માણસની પત્ની

માટીના કૂંડામાં કોલસાના ગાંગડા નાખી રહી હતી. જ્યારે સવાર પડી ત્યારે ચોતરફ ધુમ્મસવાળું વાતાવરણ થઈ ગયું હતું. વાતાવરણમાં ઠંડી પણ ફેલાઈ ગઈ હતી.

મોગલીએ સવારે બીજું દૃશ્ય જોયું કે જેમાં એક છોકરો કુંડમાં કોલસાના ગાંગડા ભરી રહ્યો હતો. આ કુંડમાં અંદરની બાજુ માટીનું આવરણ હતું. છોકરાએ કુંડને એના કામળા નીચે સંતાડી દીધું. એ પછી તે ગામની ગોચર તરફ ચાલ્યો ગયો.

"જો એક છોકરો આવું કામ આસાનીથી કરી શકતો હોય તો એમાં ગભરાવાની શી જરૂર છે ?" મોગલીએ આ દૃશ્ય જોયુ પછી વિચારવા લાગ્યો. તે તરત જ દોડતો દોડતો પેલા છોકરા પાસે પહોંચ્યો.

તેણે છોકરા પાસેથી પેલું કૂંડું છીનવી લીધું. ડરનો માર્યો છોકરો આંસુ પાડતો રહ્યો અને ચાલાક મોગલી ગાઢ ધુમ્મસમાં અદૃશ્ય થઈ ગયો. એ પછી મોગલી કોલસા ભરેલા કૂંડામાં ફૂંક મારતો રહ્યો. એમ કરતાં કરતાં એને વિચાર આવ્યો, "તેઓ પણ મારા જેવા જ છે."

મોગલીને જાણ થઈ ગઈ હતી કે જો પાત્રમાં કશું નાખવામાં નહીં આવે તો તે હોલવાઈ જશે ! તે સૂકી ડાળીઓ વીણી લાવ્યો અને પાત્રમાં નાખી. એ પછી તે ટેકરી ઉપર ચઢવા લાગ્યો. તે થોડું ચાલ્યો હશે અને સામે બઘીરાનો ભેટો થઈ ગયો.બઘીરાએ એને અકીલા વિશે વાત કરી. બઘીરાએ જોયું કે મોગલી રેડ ફ્લાવર એટલે કે ફાયર પોટ સાથે હાજર હતો.

ત્યાંથી મોગલી ફાયરપોટ લઈને ગુફામાં ચાલ્યો ગયો. ફાયરપોટ સતત ધમધમતો રહે એ માટે એણે એમાં સૂકી ડાળીઓ નાખવાનું કાર્ય ચાલુ રાખ્યું. એટલી વારમાં ત્યાં તબાકી નામનું શિયાળ આવી પહોંચ્યું. અને મોગલીને એવું સમજાવવા લાગ્યું કે ટેકરીના શિખર પર મોગલી હાજર રહે એ જરૂરી હતું. આટલું જણાવી તે ત્યાંથી નાસી છૂટ્યું. તબાકીની વાત સાંભળ્યા બાદ મોગલી સભાના સ્થળે પહોંચી ગયો. તેનું હસવાનું ચાલું રહ્યું. અકીલા નામનું વરુ પણ ત્યાં ટેકરીની બાજુમાં બેઠું હતું. શેરખાન પણ ત્યાં હાજર હતો. બઘીરા નામનો ચિત્તો તો મોગલીની સાવ નજીક આવીને આડો પડ્યો હતો.

મતલબ કે મોગલીની પાસે જ એણે લંબાવ્યું હતું. અને હવે સવાલ એ થાય કે રેડ ફ્લાવર એટલે કે ફાયરપોટ ક્યાં હતો ? મોગલીએ એના બે ઢીંચણની વચ્ચેની જગ્યામાં ફાયરપોટને સંતાડી દીધો હતો કે જેથી કોઈને એના વિશે કશી જાણ થાય નહીં.

પોતાની વાતમાં મોગલીને કેન્દ્રસ્થાને રાખીને શેરખાન બોલ્યો, "આ માનવબાળને નેતા બનવાનો કોઈ હક નથી. જો તે નેતા બની ગયો તો નેતાગીરી કરી શકશે નહીં ને બધાથી ગભરાઈ જશે.!"

આ સાંભળી મોગલીને પણ બોલવાની ઇચ્છા થઈ આવી. તે કહેવા લાગ્યો, "શું આ શેરખાન આગેવાની કરશે ! આપણા સહુના કલ્યાણ માટે એની પાસે કરવા લાયક કેટલાં કાર્યોની યાદી ઉપલબ્ધ છે ?"

થોડી વાર બાદ ટોળામાંથી અનેક અવાજો ઊઠ્યા, "ઓ માનવબાળ મોગલી તું બોલવાનું બંધ કર અત્યારે. તને ખબર છે કે એણે અમારા કાયદા વફાદારીપૂર્વક પાળી બતાવ્યા છે. તેને જે કંઈ કહેવું હોય તે અત્યારે કહેવા દે."

એટલી વારમાં અકીલાએ માથું ઊંચું કર્યું. તે કહેવા લાગ્યું, "છેલ્લા કેટલાય વખતથી હું તમારી નેતાગીરી કરું છું. મારી નેતાગીરી હેઠળ આજ સુધી કોઈ ફસાયું હોય એવું મારા ધ્યાનમાં નથી. હું શિકાર ચૂકી ગયો છું એટલે મને ખતમ કરી નાખવો એ તમારો હક્ક છે. એટલે હું પૂછું છું કે મને મારવા માટે કોણ આવે છે ?"

ત્યારબાદ તેણે ઉમેર્યું, "જંગલના કાયદા મુજબ દરેક જણ વારાફરતી આવી શકે છે"

ટેકરીની આજુબાજુના વાતાવરણમાં શાંતિ છવાઇ ગઈ. અકીલાને મારવા માટે કોઈ આગળ આવ્યું નહીં. એ પછી શેરખાન બોલ્યો, "આ દાંત વિનાના મૂર્ખ સાથે રહીને આપણે શું કરીશું ? તે મરવા માટે તો સર્જાયો છે. એ શરૂઆતથી જ મારો શિકાર રહ્યો છે. તેને મારા હવાલે કરી દો. તે ઘણા વખતથી આખા જંગલમાં અશાંતિ ફેલાવી રહ્યો છે.તમે મને આ માનવબાળને મારે હવાલે નહીં કરો તો હું અહીંયાં જ રોકાઈ જઈશ અને અહીં જ આસપાસ શિકાર કરતો રહીશ. મારા શિકારમાંથી એક હાડકું પણ તમને

ખાવા માટે નહીં આપું. શા માટે તમે એને તમારી સાથે રહેવા દો છો તે મને સમજાતું નથી. તે પ્રાણી નથી જ નથી. બલકે તે તો માણસજાતનું બચ્ચું છે. "

એ પછી લગભગ અડધાં પ્રાણીઓ એકસાથે બોલવા લાગ્યાં, "અમારા ભલા માટે એની પાસે કરવા જેવું શું છે ? તેને એની જગ્યામાં પરત મોકલી દો "

આ સાંભળી શેરખાન બોલ્યો, "અરે, એવું કરશો તો ગામમાં રહેતા લોકો આપણી વિરુદ્ધ બોલશે. યોગ્ય રસ્તો એ છે કે તેને મારે હવાલે કરી દો. "

અકીલાનું માથું ઊંચું થયું. તે કહેવા લાગ્યું, "આ માનવબાળ વિશે તમે કેવું કેવું વિચારી રહ્યાં છો ! એટલું તો વિચારો કે તે આપણી વચ્ચે ઘણો સમય રહ્યો છે. આપણી સાથે બેસીને એણે ભોજન લીધું છે. જંગલનો એક પણ નિયમ તેણે તોડ્યો નથી."

અકીલાની વાત પતી એટલે બઘીરાનું મોં ખૂલ્યું. તે કહેવા લાગ્યો, "તેને ટોળામાં પ્રવેશ આપવામાં આવ્યો ત્યારે મેં જ તો બળદ આપીને એ કામને સરળ બનાવ્યું હતું. બળદ આપીને મેં જ એની કિંમત ચૂકવી હતી એ વાત સહુએ યાદ રાખવી જોઈએ."

એટલી વારમાં ટોળામાંથી અવાજ આવ્યો.,"આ વાત તો દસ વર્ષ પૂર્વેની છે. એ વાત અત્યારે કહેવાનો કોઈ મતલબ છે ?"

"વચન અંગે તમો શું કહેશો ?" બઘીરાએ સવાલ કર્યો.

શેરખાનને કોણ જાણે કેમ મોગલીને મેળવવાની ઉતાવળ આવી ગઈ હોય એમ અધીરાઈપૂર્વક કહેવા લાગ્યો, "આ બધી વાતોને થોડી વાર વિરામ આપો. પહેલા મને મોગલી સુપરત કરી દો"

એવામાં અકીલાનું મોં ખૂલ્યું, "મને ખબર છે કે તમારામાંના કેટલાક ગાય-બળદનો આહાર કરનારા છે. જેઓ ગાય-બળદ પર આધાર રાખતા નથી તેઓ મારી જાણ મુજબ શેરખાનના શીખવ્યા મુજબ મોડી રાત્રે ગામની મુલાકાત લઈ બાળકો ઉઠાવી લાવે છે. સાચી વાત એ છે કે તમે બધા ડરપોક છો."

"એક વાત સો ટકા નક્કી છે કે એક દિવસ મારે મરવાનું જ છે. મારા જીવનની કોઈ કિંમત નથી પણ ટોળાના ગૌરવને ધ્યાનમાં

રાખીને કહું તો જો તમે માનવબાળને એના મૂળ સ્થાન કે જગ્યા પર જવા દેશો તો એ વધુ સારું રહેશે." અકીલાએ ઉમેર્યું.

ટોળામાંથી અવાજ આવ્યો, "તે માણસ છે માણસ."

ઘણાં બધાં વરુઓ શેરખાનની આસપાસ વીંટળાઈ વળ્યાં.

"હવે આખી બાજી મારા હાથમાં છે." બઘીરાએ મોગલીને જણાવ્યું. પછી ઉમેર્યું, "આપણે લડાઈ સિવાય બીજું કશું કરી શકીએ નહીં. "

મોગલી તો એકદમ ટટ્ટાર ઊભો રહ્યો. ફાયરપોટ એના હાથમાં હતો. તેણે હાથ લંબાવીને ટોળા સમક્ષ બગાસું ખાધું. દુ:ખ અને ગુસ્સાની મિશ્ર લાગણીથી તેનો ચહેરો ધૂંઆપૂંઆ થઈ ગયો. વરુઓએ અગાઉ ક્યારેય મોગલી પ્રત્યેની એમની નફરતને જણાવવા દીધી નહોતી.

મોગલીએ વરુઓ સમક્ષ કહ્યું, "પહેલાં મારી વાત ધ્યાનથી સાંભળો. તમારે અંદરોઅંદર બકબક કરવાની કોઈ જરૂર નથી. તમે સહુએ મને કેટલીય વખત કહ્યું છે કે હું માણસ છું. મને તમારા શબ્દો સાચા લાગ્યા છે. એટલે હવેથી હું તમને ભાઈઓ કહીને નહીં બોલાવું બલકે કૂતરાં કહીને બોલાવીશ."

આટલું જણાવ્યા બાદ મોગલીએ ફાયરપોટ વડે આક્રમણ કર્યું. તેણે જમીન ઉપર ફાયરપોટ ફેંક્યો. સૂકા ઘાસ પર લાલ રંગના કોલસા પડતાં જ આગ ભભૂકી ઊઠી. બઘીરા નામનો ચિત્તો ધીમા સ્વરે મોગલીને કહેવા લાગ્યો, "તું તો ખરો માસ્ટર છે. તારા મિત્ર અકીલાને મોતના મુખમાંથી બચાવ ને !"

અકીલા નામનું વરુ કે જેણે જિંદગીમાં ક્યારેય દયા માટે આજીજી નહોતી કરી તેણે મોગલી સામે જોયું. મોગલીની વાત કરીએ તો એણે એના શરીર પર એકેય અંગરખું નહોતું પહેર્યું. મોગલીએ ચારેતરફ નજર દોડાવી. પછી બોલ્યો, "જે થયું તે સારું થયું. હું જોઈ રહ્યો છું કે તમે ખરા અર્થમાં કૂતરા છો. હવે હું મારા લોકો વચ્ચે રહેવા જાઉં છું. તમને બધાને હવે હું છોડી દઉં છું. જંગલના દરવાજા હવે મારા માટે બંધ છે. તમારી બધી વાતોને પણ મારે હવે યાદ રાખવાની જરૂર નથી. પણ યાદ રાખજો કે હું

તમારા કરતાં વધુ સારો માણસ બનીશ અને દયાળું પણ બનીશ. હવે મારી ઓળખ એક માણસ તરીકેની છે. હા, માણસના સમૂહમાં રહેતો એક માણસ. હું તમને વચન આપું છું કે હું માણસોની સાથે રહીને પણ તમને ક્યારેય દગો નહીં કરું જેમ તમે મને કર્યો ! "

આટલું બોલ્યા પછી તે થોડી વાર માટે શાંતિથી બેસી રહ્યો. સતત બોલવાના કારણે તે હાંફી રહ્યો હતો. એ પછી એણે એના પગ વડે આગને ઠેસ મારી. અને એ સાથે જ તણખા ઊડ્યા. ત્યારબાદ તે શેરખાન જ્યાં બેઠો હતો એ તરફ ગયો. એ પછી તેણે શેરખાનની હડપચી નીચેની લટ પકડી અને કહ્યું, "ઊભો થા કૂતરા !"

આ સાંભળીને સહુને હંફાવનારો શેરખાન ઠંડો પડી ગયો. તેણે આંખો પણ બંધ કરી દીધી. મોગલીએ ઉમેર્યું, "આ ગાય અને બળદનો શિકાર કરીને એમને ખાઈ જનારો મને મોતને ઘાટ ઉતારવાની વાત કરે છે. કહે છે કે હું જ્યારે નાનો હતો ત્યારે તેણે મને માર્યો નહોતો."

આટલું બોલ્યા પછી મોગલીએ ઝાડની એક જાડી ડાળી તોડી અને તેના વડે શેરખાનને ફટકારવા લાગ્યો. શેરખાન કરગરવા લાગ્યો પણ તેને કોણ બચાવે !

એ દરમિયાન મોગલીએ જોયું કે આગ ધીમે ધીમે બધે ફેલાતી હતી. વરુઓ આમથી તેમ દોડાદોડી કરી રહ્યાં હતા. વાતાવરણ એકદમ તંગ થઈ ગયું હતું. જ્યાં જુઓ ત્યાં ભડકા જ ભડકા દેખાતા હતા. વાતાવરણમાં આગને કારણે ગરમી વધી જવા પામી હતી. વરુઓના પગ આગથી બળી રહ્યા હતા. છેલ્લે કોનો કોનો બચાવ થયો ? અકીલા, બઘીરા અને લગભગ દસેક જેટલાં વરુ બચવા પામ્યાં હતાં. આ દૃશ્ય જોયા બાદ મોગલી એકાએક ઉદાસ થઈ ગયો. તેના મોં પર ચિંતા ફરી વળી. દુઃખની લાગણી તેના આખા શરીરમાં વ્યાપી વળી. આવું એટલા માટે બન્યું હતું કે પહેલાં એણે ક્યારેય આવું સંહારનું કાર્ય નહોતું કર્યું. થોડી વારમાં એની આંખમાંથી પાણી ટપકવા માંડ્યું. એ પાણી બીજું કશું નહીં પણ આંસુ હતાં.

પોતે બધું જોઈ રહ્યો હતો અને તેમ છતાં એ કહેવા લાગ્યો, "આ શું છે ? આ શું છે ? હું જંગલને છોડીને જવા માગતો નથી.

બઘીરા, શું હું મરી રહ્યો છું ?"

આ સાંભળી બઘીરા એને આશ્વાસન આપવા લાગ્યો, "મારા નાના ભાઈ, મારી વાત સાંભળ. તું મરી રહ્યો નથી. આ તો માત્ર આંસુ છે આંસુ. સમજ્યો ?"

એ પછી એણે ઉમેર્યું, "હવે તને ખબર પડીને કે તું તો માણસ છે માણસ. હવે તું નાનું બચ્ચું નથી જ નથી. હવેથી જંગલના દરવાજા તારા માટે સદાને માટે બંધ. ફરી કહું છું કે તારાં આંસુને વહેવા દે. તારાં આંસુને વહેવા દે એ જ યોગ્ય છે. "

એ પછી મોગલી રડવા લાગ્યો. આંસુ વહ્યે જતા હતા. એ પછી એણે જાતે જ આંસુ લૂછ્યાં. અને કહેવા લાગ્યો, "બઘીરા, હવે હું માણસો પાસે જઈશ. પણ એ પહેલા મારે મારી માને 'આવજો' કહેવું પડશે." એ પછી તે ગુફામાં પહોંચ્યો તો વરુમાતા અને વરુપિતા ત્યાં હાજર જ હતાં. વરુમાતાના શરીર પર રુવાંટી હતી. મોગલીએ આ રુવાંટી પર એનું માથું મૂક્યું અને રડવા લાગ્યો. જ્યારે તેણે આસપાસ નજર ફેરવી તો ચાર બચ્ચાં પણ દુઃખની લાગણીથી રડી રહ્યાં હતાં. તેમને જોઈને મોગલી કહેવા લાગ્યો, "તમે મને ભૂલી તો નહીં જાઓ ને ?"

"ના" બચ્ચાંઓએ કહ્યું. પછી ઉમેર્યું, "અમારી સાથે વાતો કરવા માટે અહીં તળેટીમાં આવતો રહેજે." આ સાંભળી મોગલીને સારું લાગ્યું. મોગલીને જાણ થઈ કે એની વાતોથી વરુનાં બચ્ચાં ખુશ રહેતાં હતાં. વરુપિતા કહેવા લાગ્યા, "વહેલી તકે આવજે હોં વહેલી તકે."

"વહેલી તકે એટલે ?" મોગલીએ પૂછ્યું.

"વહેલી તકે એટલે કે જલદી આવજે અમને મળવા માટે કેમ કે તારી મા અને હું ઘરડા થઈ ગયાં છીએ" વરુપિતા બોલ્યા. વરુમાતા કહેવા લાગ્યા, "બેટા, મેં તને મારા બચ્ચા કરતાં પણ વધારે પ્રેમ કર્યો છે. અમને મળવા અચૂક આવજે. અમને ભૂલી જતો નહીં."

મોગલી લાગણીસભર વાતો સાંભળીને ગળગળો થઇ ગયો. તે કહેવા લાગ્યો, "હું ચોક્કસ આવીશ." એ પછી મોગલી માણસો જ્યાં રહેતા હતા એ વિસ્તાર તરફ ચાલ્યો ગયો.

# 3

## સાપનો શિકાર

અહીં જે વાત કરવામાં આવી છે તે મોગલી ટોળામાંથી બહાર આવ્યો એ પહેલાંની છે. બીજા શબ્દોમાં કહેવું હોય તો એમ કહી શકાય કે તેણે શેરખાન સામે બદલો લીધો તે પહેલાંની છે. એ દિવસો દરમિયાન બાલુ નામનું રીંછ મોગલીને જંગલનો નિયમ શીખવી રહ્યું હતું. બાલુને એ બાબતની ખુશી હતી કે એનો વિદ્યાર્થી મોગલી ચપળ હતો. જંગલમાં આવ્યા બાદ તે નદીમાં તરતાં શીખી ગયો હતો. ઝાડ ઉપર ચઢવાના કૌશલ્યમાં પણ તે પારંગત બની ગયો હતો. ઝડપથી દોડવાની બાબત હોય કે ઝાડ ઉપર ચઢવાની; તે બંનેમાં કુશળ બની ગયો હતો. જંગલના નિયમ શીખવતા શિક્ષક બાલુએ મોગલીને લાકડાં અને પાણીને લગતા કેટલાક નિયમ પણ શીખવ્યા હતા.

જ્યારે જંગલી મધમાખી જમીનથી પચાસ ફૂટના અંતરે મધપૂડા પર બેસવા આવે ત્યારે તેમની સાથે કેવી રીતે વાત કરવી તે પણ તે શીખી ગયો હતો. બપોરનો સમય થવા આવ્યો હોય અને જ્યારે વાગોળ તેને ખલેલ પહોંચાડે ત્યારે તેને શું કહેવું એ પણ તે શીખ્યો હતો. નદીના પાણીમાં જ્યારે સાપ તરી રહ્યા હોય ત્યારે તેમની વચ્ચે જવાનું થાય ત્યારે તેમને કેવી રીતે ચેતવણી આપવી એ પણ તે શીખ્યો હતો.

જંગલમાં રહીને એને ઘણુંબધું શીખવાનું રહેતું હતું. એક દિવસ કોઈ કારણસર એને ગાલ પર તમાચો મારવામાં આવ્યો ત્યારે તે ગુસ્સે થઈ ગયો હતો. એ પછી તે નાસી છૂટ્યો હતો. બાલુએ એને તમાચો માર્યો હતો. આ વાત જ્યારે બઘીરાને જાણવા મળી

ત્યારે એણે ઠપકો આપતાં બાલુને કહ્યું, "કેટલો નાનો છે તે એ તો જરા વિચાર કરવો'તો. નાના બાળકનું મગજ કેટલું નાનું હોય છે! આટલી બધી બાબતો તે કેવી રીતે યાદ રાખી શકે !"

બઘીરાના શબ્દો સાંભળ્યા પછી બાલુ વિચાર કરવા લાગ્યું કે બઘીરાને શું કહેવું ! તેણે એવું કહ્યું કે તે મોગલીને ત્યારે જ મારે છે જ્યારે તે કશુંક ભૂલી જાય. તેણે એમ પણ ઉમેર્યું કે તે તેને કોમળતાથી સજા કરે છે. તેને એમ હતું કે બઘીરા કોમળતાની વાત સાંભળશે એટલે ઠંડો પડી જશે અને પોતાને વધુ કોઈ સવાલ નહીં કરે ! જોકે બન્યું એવું કે બઘીરાએ થોડી વાર રહીને ફરી સવાલ કર્યો. તેણે પૂછ્યું, "તું કોમળતાથી મારવાની કે સજા કરવાની વાત કરે છે પણ કોમળતા વિશે તું શું જાણે છે?"

એ પછી એણે ઉમેર્યું, "એનું મોં તો જો, કેવું દેખાય છે ! તારી 'કોમળતા'થી તો એના ચહેરા પર કેવા ઉઝરડા પડી ગયા છે !"

બાલુએ મોગલીને જંગલના કેટલાક માસ્ટર વર્ડ્ઝ શીખવ્યા હતા કે જેના ઉપયોગથી તે પોતાની જાતનું રક્ષણ કરી શકે. વરુ સિવાયના ચાર પગવાળાં પ્રાણીઓથી પણ તે પોતાનું રક્ષણ કરી શકે. આ માસ્ટર વર્ડ્ઝ એટલે વિશિષ્ટ શબ્દો. કેવી અજબ જેવી વાત કહેવાય કે માત્ર શબ્દો યાદ રાખીને સમય આવ્યે એનો ઉપયોગ કરીને તે પોતાનું રક્ષણ કરવા સક્ષમ હતો.

ખેર, મોગલી ઝાડ પર બેઠો છે. ઝાડ નીચે બાલુ અને બઘીરા છે. મોગલી ઝાડના થડ પરથી સરકીને નીચે આવે છે. એ વખતે બાલુ મોગલીને કહે છે, "મેં તને જે માસ્ટર વર્ડ્ઝ શીખવ્યા છે તે બઘીરાને જણાવ."

કોઈ કારણસર બઘીરા આ સમયે ગુસ્સે થઈ જાય છે. મોગલી તેના તરફ દૃષ્ટિ નાખે છે. તેણે જોયું કે બઘીરાની આંખો નીલમ રત્ન જેવી સખ્ત થઈ ગઈ હતી.

બઘીરા મોગલીને કહેવા લાગ્યો, "મને ખબર છે કે તું વાંદરાલોકો સાથે રમત રમે છે. આ વાંદરા લોકો સાથે તને રમવાની મજા આવે છે ? આ લોકો સાથે શું રમવાનું ! આ લોકો નિયમોમાં માનનારા લોકો નથી. ખાવાની વાત હોય તો કહેવું પડે કે તેઓ બધું જ ખાઈ

જાય. કશું બાકી રાખે નહીં. આ બાબત અત્યંત શરમજનક કહેવાય."

મોગલી એની આંખો પહોળી કરી સાંભળવા લાગ્યો. પછી એ બોલ્યો, "સાચું કહું તો જ્યારે બાલુએ મને ઈજા પહોંચાડી હતી ત્યારે હું નાસી છૂટ્યો હતો. એ વખતે આ વાંદરાલોકોએ તો મને દિલાસો આપ્યો હતો. એમણે મને મદદ કરી હતી એ વાતને કેમ ભૂલી જવાય ! તેઓ એ વખતે ઝાડ ઉપર આરામથી બેઠા હતા. મારો રડમસ ચહેરો જોઈને તેઓ તરત નીચે ઊતરી આવ્યા હતા. તેમને મારા પ્રત્યે દયા આવી હતી. એમના સિવાય બીજા કોઇએ મારી સંભાળ લીધી નહોતી."

વાંદરાલોકોની સારી વાત સાંભળી બાલુ રીંછને ગુસ્સો આવ્યો. બાલુ એક તો શિક્ષક જીવ. એટલે એણે પ્રશ્ન કર્યો, "આવું શક્ય બને ખરું કે વાંદરા લોકો કોઈ માણસ પર દયા દાખવે ?"

મોગલીએ જોયું કે બાલુના ચહેરા પર આશ્ચર્ય છવાયેલું હતું. વાંદરાલોકોએ મોગલીને ખરા ટાણે મદદ કરી હતી એ હકીકત માનવા રીંછ તૈયાર નહોતું.

મોગલી બોલ્યો, "જાણવાની ઇચ્છા છે કે એ લોકો મને કઇ રીતે મદદરૂપ થયા હતા ?"

બાલુએ કહ્યું, "હા, કેમ નહીં ? મને કહે કે એ લોકોએ તને કઈ રીતે સહાય કરી હતી ?"

"પહેલા તો એ લોકો મને ઊંચકીને ઝાડ પર લઈ ગયા હતા. એ પછી તેમને લાગ્યું કે હું ભૂખ્યો છું એટલે મારા માટે અખરોટ લઈ આવ્યા. મેં ધરાઈને અખરોટ ખાધાં. એમની પાસેથી તો મને જાણવા મળ્યું કે હું એમના કુળનો જ છું. એમનામાં અને મારામાં તફાવત એટલો જ છે કે એમને લાંબી પૂંછડી છે જ્યારે મારે એવી પૂંછડી નથી." મોગલીએ સ્પષ્ટતા કરી.

એ પછી મોગલી સામે એક નવો પડકાર આવ્યો. બઘીરાએ એની સામે મોં ખોલ્યું. તે કહેવા લાગ્યો, "એ લોકોનો કોઈ નેતા નથી. વળી તે લોકો હંમેશાં જૂઠું બોલનારા લોકો છે."

"તેઓ અત્યંત દયાળુ હતા. એમણે મને ફરી આવવા પણ પ્રેમપૂર્વક જણાવ્યું હતું. મને કેમ ક્યારેય એ લોકો પાસે લઈ જવામાં

ન આવ્યો ? આ સવાલનો જવાબ છે તમારી પાસે ? જેમ હું મારા પગ પર ઊભો રહી શકું છું તેમ તેઓ પણ મારી જેમ ઊભા રહી શકવા માટે સક્ષમ છે. તેમના પંજા પણ સખત છે. જોકે એમણે મને ક્યારેય ઈજા પહોંચાડી નથી. તેઓ ક્યારેક ક્યારેક નહીં બલકે દરરોજ રમનારા લોકો છે. ચાલ, હવે મારે ઊભા થવું પડશે. મને એમની સાથે રમવાની ઇચ્છા થઈ છે." મોગલી બોલ્યો.

એ પછી રીંછ બોલ્યું, "ઓ માનવબાળ, હવે મારી એક વાત ધ્યાનથી સાંભળ. જંગલમાં રહેતા તમામને લાગુ પડે એવા જંગલના નિયમો મેં તને શીખવ્યા છે. તું એ વાત જાણે છે કે વાંદરા લોકોને મેં કશું શીખવ્યું નથી ! એ લોકોને અલગ તારવ્યા છે. એમના માટે નિયમો કે કાયદા જેવું કશું નથી. તેઓ ત્યજાયેલા લોકો છે. તું એમની સાથે રમત રમે, એમની સાથે ભોજન લે, એમના સાથે ફરવા જાય - આ બધું મને નથી ગમતું. એમની પાસે એમનો આગવો અવાજ નથી. તેઓ બીજા જ્યારે વાત કરતા હોય ત્યારે સાંભળે છે. બીજા પાસેથી ચોરી લીધેલા શબ્દોનો તેઓ ઉપયોગ કરે છે. તેમનામાં કોઈ નેતા કે આગેવાન હોતું નથી. હંમેશાં બડાઈ હાંકવી એમને બહુ ગમે છે. હરહંમેશ બકવાટ કરવો એમને વધારે પસંદ છે. એમને બકવાટ કરવાની રીતસરની આદત પડી ગઈ છે. જંગલ માટે સારા કાર્યો કરતા હોવાનો તેઓ ખોટો દાવો કરે છે. જંગલના અન્ય પ્રાણીઓ તેમની સાથે કોઈ સંબંધ રાખતા નથી. તે લોકો જે જગ્યાએથી પાણી પીવે છે તે જગ્યાએથી આપણે પાણી પીવાનું ટાળીએ છીએ. તેઓ જ્યાં જાય છે ત્યાં આપણે જતા નથી. તેઓ જે વિસ્તારમાં શિકાર કરવા જાય છે તે વિસ્તારમાં આપણે ફરકતા પણ નથી. મેં વાંદરા લોકો વિશે થોડીઘણી પણ વાત કરી હોય એવું તે આજ દિન સુધી ક્યારેય સાંભળ્યું છે ?"

બાલુની લાંબી વાત સાંભળ્યા પછી મોગલીએ ઉત્તર આપ્યો, "ના"

ખેર, આ ઘનઘોર જંગલમાં એક સાપ પણ રહેતો હતો. આ સાપની સઘળી તાકાત એની પકડમાં હતી. બાલુએ આ સાપનો ઉલ્લેખ કરીને કહ્યું કે તે એક વખત કોઈની ફરતે વીંટાઈ ગયો હતો.

આ સાપનું નામ 'કા' હતું. એની જાતિના તમામ સાપની જેમ કા પણ થોડા અંશે બહેરો હતો. પહેલી વખતમાં જ એને કોઇ અવાજ સંભળાતો નહોતો. તે ગૂંચળું વળી ગયો. એ પછી એણે એનું માથું નીચે કરી દીધું. એ વેળા બાલુ અને બઘીરા શિકાર કરવા માટેની તૈયારી કરી રહ્યાં છે. એમને જોઈ કા બોલે છે, "મને તમારી સાથે આવવા માટે રજા આપો. હવા વધારે હોય કે ઓછી હોય એથી તમને લોકોને કશો ફરક પડતો નથી. પણ મારે તો લાકડાના રસ્તા ઉપર દિવસો સુધી રાહ જોવી પડે છે. કોઈ વાંદરો મળી જાય એ તકની શોધમાં મારે અડધી રાત્રે ઝાડની મુલાકાત કરવી પડે છે. કેમ કે એ લોકો રાત્રિના સમયે ઝાડ પર આરામ કરે છે. "

કાની વાત સાંભળી બાલુ કહે છે, "મને કહેવા દે કે તારું વજન જ આ બાબતે વધારે નિસબત ધરાવે છે. તારું વજન કેટલું બધું છે !"

બાલુની વાત સાંભળી કા કહે છે, "વાત જાણે એમ છે કે બધો વાંક પેલા નવા ઊગેલા ઝાડનો છે. ઝાડના થડ સાથે મારી પૂંછડી યોગ્ય રીતે વીંટળાઈ નહોતી અને હું સરકવા લાગ્યો. સરકવાના અવાજથી ચાલાક વાંદરા ઊંઘમાંથી જાગી ગયા. એ તમામે મને જોઈ લીધો અને મને અયોગ્ય રીતે બોલાવવા લાગ્યા."

"ઓ પગ વિનાના અળસિયા." બઘીરા ધીમેથી બોલ્યો.

કાએ સાંભળ્યું. પછી એને સવાલ થયો એટલે પૂછ્યું, "શું તે લોકોએ ક્યારેય મને એવું કહીને બોલાવ્યો છે ?"

"હા, એ પ્રકારનું જ તેઓ છેલ્લી પૂનમે બોલ્યા હતા. જોકે અમે લોકોએ એમની તરફ ખાસ ધ્યાન આપ્યું નહોતું." બઘીરાએ સ્પષ્ટતા કરી.

આ સાંભળી પોતે ગુસ્સો અનુભવે છે એવું ભાગ્યે જ કોઈને કળવા દેતો કા ગુસ્સે થઈ ગયો. વાંદરાલોકો એને કા નામથી બોલાવવાને બદલે અયોગ્ય રીતે સંબોધન કરે છે એ હકીકત જાણતાં જ તે લાલપીળો થઈ ગયો. આ વેળા બાલુ અને બઘીરાએ જોયું કે કાના ગળાનો ડાબો ભાગ જાણે કશુંક ગળ્યું હોય એમ ફૂલી જવા પામ્યો હતો. તેને સમાચાર મળી ગયા હતા કે વાંદરાલોકોએ એમની

જગ્યા બદલી છે.

એ પછી બઘીરા કાને પૂછે છે, "તું માનવબાળ મોગલીને ઓળખે છે ?"

કા જવાબ આપે છે, "હા, ઇક્કીએ મને આ માનવબાળ વિશે જણાવ્યું છે. વાંદરાલોકો આ માનવબાળને એમની સાથે કોઈ બીજે ઠેકાણે લઈ ગયા છે."

જંગલમાં રહેતી શાહુડીનું નામ ઇક્કી હતું કે જેણે મોગલી અંગેના સમાચાર કાને આપ્યા હતા. કાને ખબર પડી ગઈ હતી કે મોગલી નામનો છોકરો વરુઓના ટોળામાં દાખલ થઈ ગયો હતો. ઇક્કી વિશે વાત કરતાં કાએ જણાવ્યું કે તે અડધું સાંભળે છે અને રજૂઆત પણ અયોગ્ય રીતે કરે છે !

ખેર, પ્રારંભે તો કા માનવા જ તૈયાર થતો નથી કે મોગલી નામનો કોઈ છોકરો ટોળામાં દાખલ થયો છે. ખરા ટાણે બાલુ એને સમજાવે છે કે મોગલીના ટોળામાં દાખલ થવાની વાત બિલકુલ સાચી છે. હવે સવાલ એ ઊભો થાય છે કે વાંદરાલોકો મોગલીને ક્યાં લઈ ગયા છે ?

તેઓ મોગલીને એવી જગ્યાએ લઈ જાય છે કે જ્યાં મહેલો ખંડેર બની ગયા છે. દીવાલોની અંદરની બાજુએ તથા બહારની બાજુએ ઝાડ ઊગી નીકળ્યા છે. વળી, અહીંનો કોટ પડું પડું થવા જઈ રહ્યો છે. જ્યાં મહેલ મહેલ મટીને ખંડેર ગયો હતો એવા આ નગરને વાંદરાલોકો પોતાનું નગર હોવાનું જણાવતા હતા. વળી, પોતે જંગલમાં રહેતા લોકોને તિરસ્કાર કરતા હોવાનું પણ કહેતા હતા. આ નગરના મહેલો કોણે બંધાવ્યા હતા અને કયા હેતુથી બંધાવ્યા હતા એ અંગે એમને કશી જ ખબર નહોતી. તેઓ રાજાના સભાગૃહમાં ગોળાકારે બેસતા હતા. તેઓ આજુબાજુમાં આવેલા છત વિનાના મકાનોમાં જતા અને તૂટેલ ઈંટના ટુકડા લઈ આવતા હતા અને ખૂણામાં ગોઠવતા હતા. પછી તેમણે ઈંટોના ટુકડા ક્યાં ગોઠવ્યા હતા તે ભૂલી જતા. તેઓ અંદરોઅંદર મારામારી પણ કરતા હતા. તેઓ જ્યારે થાકતા ત્યારે ભેગાં થતાં અને બૂમો પાડતા, "અમારામાં જે સારા ગુણો છે તે જંગલમાં રહેતા કોઈ પણ પ્રાણીમાં નથી." થાક

ઉતારવા તેઓ ઝાડની ટોચ પર ચઢી જતા. તેમને સહુને એવી આશા રહેતી કે જંગલના લોકો એમના તરફ દૃષ્ટિ કરે. જંગલના નિયમો હેઠળ જેનું જીવનઘડતર થયું હતું એવા માનવબાળ મોગલીને વાંદરાલોકોનું આ પ્રમાણેનું જીવન સમજાતું નહોતું.

મોગલી વાંદરાલોકો સાથે જીવન પસાર કરતો હતો એ દરમિયાન એને એક દિવસ વિચાર આવ્યો. વરસાદ અને ઠંડીથી રક્ષણ મેળવવા કશું કરવું જોઈએ એવું એને લાગ્યું. એણે લાકડી અને વાંસ ભેગાં કર્યાં. એ પછી વેલા વડે લાકડી અને વાંસને બાંધ્યા. આ જોઈને વાંદરાલોકો પણ એનું અનુકરણ કરવા લાગ્યા. જોકે એમણે થોડી વાર આ કાર્ય ચાલુ રાખ્યું. પછી એમને તે કાર્યમાં રસ ન રહ્યો. એ કાર્ય છોડીને તેઓ એકબીજાની પૂંછડી ખેંચીને ધમાલ કરવા લાગ્યા.

એ પછી મોગલી બોલ્યો, "આ પ્રદેશમાં હું તદ્દન નવો છું. અત્યારે મને ખૂબ જ ભૂખ લાગી છે એટલે વહેલી તકે મારા માટે કશું ખાવાનું લઈ આવો. જો એમ ન કરવું હોય તો મને શિકાર કરવાની રજા આપો."

મોગલીની વાત સાંભળી લગભગ ત્રીસેક જેટલા વાંદરા ખોરાક લઈ આવવા માટે તૈયાર થઈ ગયા. તેઓ ખોરાકની વ્યવસ્થા કરવામાં હદથીયે આગળ ચાલ્યા ગયા હતા. તેઓ અખરોટ લઇને પરત ફરતા હતા ત્યારે ધમાચકડી કરતા હતા. તેના કારણે અખરોટ પડી જવા પામ્યા હતા.પડી ગયેલા અખરોટ શોધી કાઢવા અને વીણવાનું કાર્ય વાંદરાલોકો માટે લગભગ મુશ્કેલ હતું. એક તરફ આવી સ્થિતિ હતી જ્યારે બીજી તરફ મોગલીને કકડીને ભૂખ લાગી હતી. ભોજન ન મળવાથી તેનો ગુસ્સો આસમાને પહોંચ્યો હતો. ભૂખ્યું પેટ લઈને તે આખા નગરમાં ભટક્યો. તેને ખબર પડી કે તે ખોટી જગ્યાએ આવી પહોંચ્યો છે.

"વાંદરાલોકો વિશે બાલુએ જે કહ્યું હતું તે સાચું પડ્યું." મોગલીએ મનોમન વિચાર્યું. ત્યારબાદ તે ફરી વિચારવા લાગ્યો, "હવે ખબર પડી કે સાચે જ તેમને કોઈ નેતા નથી. તેમને કોઈ નિયમો પણ નથી. આ લોકો મનફાવે તેમ જીવન જીવે છે. અહીંયાં હું મરી જાઉં કે મને મારી નાખવામાં આવે, કોઈ પણ પરિણામ

માટે એકમાત્ર હું જ જવાબદાર રહીશ. જોકે મારે મારા પોતાના જંગલમાં પરત જવા માટે પ્રયત્ન કરવો જ પડશે. બાલુ ચોક્કસ મને સજા કરશે."

ચાલતાં ચાલતાં મોગલી નગરની હદ સુધી પહોંચી ગયો હતો. વાંદરાનું ટોળું છેક ત્યાં પહોંચી ગયું અને મોગલીને પકડીને નગરમાં ખેંચી લાવ્યું. બધા વાંદરાઓએ મોગલીને કીધું કે તે જાણતો નહોતો કે તે કેટલો ખુશ રહી શકતો હતો. એ પછી એ લોકોએ તેને ચૂંટી ખણી. મોગલી ચૂપ રહ્યો. તે વાંદરા- લોકો સાથે ધાબા પર ચાલી ગયો. બધા વાંદરા હસવા લાગ્યા. તેઓ મોગલીને કહેવા લાગ્યા કે પોતે કેવા ડાહ્યાં અને નમ્ર હતા અને તે કેટલો મૂર્ખ હતો કે જે તેમને છોડીને ચાલ્યા જવા માગતો હતો. એ પછી તેઓ કહેવા લાગ્યા, "અમે મહાન છીએ. અમે સ્વતંત્ર છીએ. અમારી વાતો સાંભળનારો તું નવો માણસ છે. અમે જે કહી રહ્યાં છીએ તે વાત તું જંગલમાં રહેતા લોકો સુધી લઈ જઈ શકે છે. જેથી કરીને તેઓ અમને ભવિષ્યમાં ધ્યાનમાં લે."

મોગલી કશો વિરોધ કર્યા વિના સાંભળતો રહ્યો. વાંદરાઓ ધાબા પર મોટી સંખ્યામાં હાજર થયા હતા. જે ગીતોમાં વાંદરાલોકોના વખાણ થતાં હોય એવાં ગીતો સાંભળવા બધા એકઠા થયા હતા. ગીતો ગાનારા પણ તેમનામાંના વાંદરા જ હતા. જ્યારે કોઈ વાંદરો ગીત ગાવાનું બંધ કરે કે તરત જ અન્ય વાંદરા સાથે મળીને કહેતા, "આ બધી વાત સાચી છે. અમે સહુ આવું કહીએ છીએ."

એ દરમિયાન જ્યારે પણ કોઈ વાંદરો મોગલીને કશું પૂછે તો મોગલી આંખો મિચકારતો અને માથું હલાવતો. ખરેખર તો વાંદરાલોકોના આ શોરબકોરથી એનું માથું દુખી ગયું હતું. એને વધારે કશું સમજમાં આવતું નહોતું.

"તબાકી ચોક્કસ આ વાંદરાઓને કરડ્યું હશે એટલે જ આ લોકો આટલો બધો શોરબકોર કરી રહ્યાં છે. આ બધું ગાંડપણ નથી તો બીજું શું છે ? આ લોકો ક્યારેય ઊંઘે છે કે નહીં ! હવે એક વાદળું આવતું દેખાય છે. કદાચ બહુ જલદી આ વાદળ ચંદ્રને ઢાંકી દેશે.જો આ વાદળ ખરેખર મોટું છે તો મારે અહીંયાંથી ચાલ્યા જવું

જોઈએ. મારે અંધારાનો લાભ લેવો જોઈએ. પરંતુ મને થાક લાગ્યો હોઈ મારી હાલત સારી નથી." મોગલીએ મનોમન વિચાર કર્યો.

બઘીરા અને કા પણ એ જ વાદળની રાહ જોતા હતા. બંને સારી પેઠે જાણતા હતા કે વાંદરા લોકો જ્યારે મોટા ટોળામાં હોય ત્યારે કેટલા ખતરનાક સાબિત થઇ શકે છે ! તે લોકો કોઈ જોખમ ઉઠાવવા તૈયાર નહોતા. એમની ઇચ્છા જોખમ ઉઠાવવાની નહોતી.

એટલી વારમાં કા બોલ્યો, "હું પશ્ચિમ તરફની દીવાલથી જાઉં છું." પછી ઉમેર્યું, "તું જલદીથી ઢાળ ઊતરીને મારી પાછળ આવજે! આજે ભલે વાંદરા મોટી સંખ્યામાં હોય! તેઓ મોટી સંખ્યામાં છે પણ એમની હિંમત નથી કે મારી પીઠ પર આવીને કૂદકો મારે ! પરંતુ ..."

"મને ખબર છે" બઘીરાએ કહ્યું.

"અત્યારે અહીં બાલુ હોત તો સારું થાત ! પરંતુ હાલમાં તો જે પણ કરવાનું છે તે અમારે બંનેએ જ કરવાનું છે. જ્યારે ચંદ્ર ઉપર વાદળ છવાઈ જશે ત્યારે હું ધાબા પર પહોંચીશ. વાંદરાલોકો ધાબા પર મોગલીને ઘેરીને બેઠા છે. એવું લાગે છે કે એ લોકોએ મોગલી મામલે જ સભા ગોઠવી છે." બઘીરાએ સ્પષ્ટતા કરી.

"જાઓ તમને તમારા શિકારના કાર્યમાં સફળતા મળે." કાએ હળવા અને ઉદાસીભર્યા અવાજમાં કહ્યું અને પોતે અવાજ કર્યા વિના પશ્ચિમની દીવાલ તરફ ચાલ્યો ગયો. આખા નગરમાં આ જ તો એક દીવાલ હતી કે જે યોગ્ય હાલતમાં ટકી રહી હતી. કાને એનો રસ્તો બનાવવામાં ઝાઝી મુશ્કેલીનો સામનો કરવો ન પડ્યો.

ચંદ્ર ઉપર વાદળ છવાઈ ગયું. હવે પછી શું કરવું એના વિચારમાં મોગલી તલ્લીન હતો ત્યાં જ તેને ધાબા પર બઘીરાના પગનો અવાજ સંભળાયો. તેણે જોયું તો કાળો ચિત્તો અવાજ કર્યા વિના ઉપર આવી પહોંચ્યો હતો. હવે તે આગળ-પાછળ કે ડાબે -જમણે જેટલા વાંદરા તેના સંપર્કમાં આવ્યા એમને ઈજા પહોંચાડતો હતો. તે એ લોકોને કરડવામાં ખોટો સમય બગાડી નહોતો રહ્યો બલકે આગળ ને આગળ વધી રહ્યો હતો. ખરું પૂછો તો એની એક ઝાપટ જ કોઈ પણ વાંદરાને પરલોકમાં પહોંચાડવા માટે પૂરતી હતી.

હવે બઘીરા એ દિશામાં આગળ વધી રહ્યો હતો કે જ્યાં વાંદરાઓ મોગલીને ઘેરીને બેઠા હતા. બઘીરાના આક્રમણથી વાંદરાઓના ટોળા વચ્ચે ભારે ખળભળાટ મચી ગયો. વાંદરા ડરના કારણે જુદા જુદા અવાજો કરવા લાગ્યા. મોતને ભેટેલા વાંદરાઓને પગ તળે કચડતો બઘીરા આગળ ચાલી રહ્યો હતો. એ વખતે એક વાંદરો બોલ્યો, "અરે ! એને મોતને ઘાટ ઉતારી દો."

આ સાંભળીને વાંદરાના ટોળાએ બઘીરા પર રીતસરનો હુમલો કર્યો. વાંદરાઓનું ટોળું કોલાહલ કરી રહ્યું હતું. એક તરફ આ લોકોનો શોરબકોર ચાલી રહ્યો હતો ત્યારે બીજી તરફ કેટલાક વાંદરા મોગલીને ઘેરી વળ્યા હતા. આ વાંદરાઓ મોગલીને ઘસડીને તૂટેલા ઘુમ્મટ સુધી લાવ્યા. બાદમાં તેને ધક્કો મારવામાં આવ્યો. જો મોગલી માણસો વચ્ચે રહ્યો હોત અને એને વિવિધ તાલીમ આપવામાં આવી ન હોત તો તેને ખૂબ જ ઈજા પહોંચી હોત ! કેમકે મોગલીને લગભગ દસ ફૂટ નીચે પાડવામાં આવ્યો હતો. જોકે મોગલીની તાલીમ તો બાલુ સાથે થઈ હતી. એટલા સારુ મોગલી એવી રીતે પડ્યો હતો જે રીતે એને બાલુએ શીખવ્યું હતું. ઉપર નભમાંથી જાણે કોઈ પક્ષી ઊડતું ઊડતું નીચે આવતું હોય એમ મોગલી નીચે પડ્યો હતો.

"જ્યાં સુધી અમે તારા દોસ્તને મોતને ઘાટ ન ઉતારીએ ત્યાં સુધી તારે આ જગ્યાએથી સ્હેજ પણ ખસવાનું નથી." વાંદરાઓએ મોગલીને હુકમ સંભળાવ્યો.

"અમે જ્યારે પરત આવીશું ત્યારે તારી સાથે ચોક્કસ મજાક-મસ્તી કરીશું. જોકે એ ત્યારે જ શક્ય બને જ્યારે પેલા ઝેરીલા લોકો તને જીવતો છોડી દે !" વાંદરાઓ બોલ્યા.

સાપ સાથે દોસ્તી કરવા માટેનો સાદ પાડતા મોગલીને સારી રીતે આવડતું હતું. તેણે તુરત જ કહેવા માંડ્યું, "આપણે બધા એક જ લોહીના છીએ." એટલી વારમાં એને ચારેય તરફથી સાપની અવરજવરનો અવાજ સંભળાઈ રહ્યો. પોતે કહેલી વાત સાપ સુધી યોગ્ય રીતે અને વહેલી તકે પહોંચે એ માટે એણે એની વાતને દોહરાવી. મતલબ કે એણે બીજી વખત એ જ શબ્દોનું રટણ કર્યું.

ખેર, આપણા દેશની વાત કરીએ તો કહેવું પડે કે કોઈ પણ ઇમારત વહેલી કે મોડી સાપલોકોનું નિવાસસ્થાન બની જાય છે. અહીં પણ કેટલાય સાપ હાજર હતા. આ બધા સાપે ભેગાં મળીને એકસૂરમાં કહ્યું, "તું સહેજ પણ હાલ્યાચાલ્યા વિના સીધો ઊભો રહે. જો અમને તારા પગથી સ્હેજ પણ ઈજા નહીં પહોંચે તો અમે પણ તને કોઈ પણ પ્રકારની ઈજા નહીં પહોંચાડીએ. "બધા સાપે ભેગાં મળી મોગલીને સૂચના આપી. મોગલીને કાને સાપલોકોની સૂચના પડી એટલે એણે એ પ્રમાણે કર્યું. તે સ્થિર થઈ ગયો. તેના હાથપગ સ્થિર થઈ ગયા. તે એક જ જગ્યાએ ઊભો રહ્યો કે જેથી કરીને સાપ કચડાય નહીં. એ દરમિયાન તેને એક દશ્ય જોવા મળ્યું. તેણે જોયું કે કાળો ચિત્તો એટલે કે બઘીરા વાંદરાઓના ટોળા સાથે એકલો એકલો બાથ ભીડી રહ્યો હતો. તેના અવાજની તીવ્રતા તો એટલી બધી હતી કે આખું જંગલ એ અવાજથી કાંપી રહ્યું હતું. જો કે એની સામે વાંદરાઓનો કોલાહલ કે શોરબકોર કંઈ કમ નહોતો. વાંદરા અંદરોઅંદર ખેંચતાણ કરી રહ્યા હતા અને વાતો પણ કરતા હતા. અને તેનાથી પણ અવાજ પેદા થતો હતો. આજે બઘીરાની જિંદગીમાં એવો સમય આવ્યો હતો કે તેને તેનો પોતાનો જીવ બચાવવા સારું લડવું પડી રહ્યું હતું.

"બાલુ પણ અહીં આસપાસ હશે ! બઘીરા એકલો નહીં આવ્યો હોય.." મોગલીએ વિચાર કર્યો. એ પછી એણે મોટેથી સાદ પાડ્યો, "બઘીરા, ઓ બઘીરા.. મારી વાત સાંભળ. ધીમે ધીમે તળાવ છે એ તરફ આવી જા...ત્યારબાદ કોઈ પણ રીતે પાણીમાં છલાંગ લગાવી દે. અંદર ડૂબકી માર બઘીરા."

બઘીરાએ સ્પષ્ટ રીતે મોગલીના શબ્દો સાંભળ્યા. હવે એને પાક્કી ખાતરી થઈ ગઈ હતી કે મોગલી સહીસલામત છે. મોગલી સલામત હોવાનું જાણીને એની તાકાત જાણે બેગણી થઈ જવા પામી હતી. તેનામાં ઉત્સાહ આવી ગયો. તે હિંમતપૂર્વક તળાવ તરફ આગળ વધવા લાગ્યો. તે આગળ ચાલતો ગયો અને વચ્ચે જેટલા પણ વાંદરા મળ્યા એમને ફટકારતો ગયો. એ જ વખતે એક તૂટેલી દીવાલ તરફથી ભારે ગર્જના સંભળાઈ ! આ ગર્જના કોની હતી ?

આ ગર્જના બાલુ નામના રીંછની હતી. મતલબ કે બાલુ ત્યાં આવી પહોંચ્યું હતું.

તેણે ઊંચા અવાજમાં કહ્યું,"બઘીરા, હવે હું અહીં આવી ગયો છું. હું ઉપર જ આવી રહ્યો છું. અરેરે..આ સરકી જતાં પથ્થરો પર ચઢવું કેટલું કપરું કામ છે ! "

એ પછી એણે વાંદરાલોકોને સંભળાવ્યું, "લુચ્ચા લોકો, હવે તમે જુઓ તમારા શું હાલ થાય છે ! હવે તમે સમજશો કે મારી સાથે દુશ્મની કરવાનો શો અર્થ થાય છે! "

પોતાના ભારેખમ શરીર સાથે ધાબા પર; બાલુના આગમનથી સન્નાટો છવાઈ ગયો. વાંદરાલોકો સ્તબ્ધ થઈ ગયા. બાલુએ પ્રથમ તો એના આગળના પંજા પહોળા કર્યા. પંજા વડે એણે જેટલા વાંદરાઓને ઝપેટમાં લેવાય એટલાને ઝપેટમાં લીધા. એ પછી એણે બધા વાંદરાઓને મેથીપાક ચખાડ્યો.

ખેર, એ વખતે પાણીમાં ખળભળાટ મચી જવા પામ્યો હતો. પાણીમાંથી અવાજ પેદા થયો હતો. આ પાણીનો અવાજ સાંભળતાં મોગલી વિચાર કરવા લાગ્યો. તેણે આ અવાજ સાંભળી એવું અનુમાન કર્યું કે બઘીરા તળાવમાં ડૂબકી લગાવવામાં સફળ રહ્યો હોવો જોઈએ. ખરું પૂછો તો આ લડાઈમાં કાળો ચિત્તો રીતસરનો હાંફી જવા પામ્યો હતો. પાણીમાં ઊતરીને તે હાંફી રહ્યો હતો. તેનું આખું શરીર પાણીમાં હતું. હા, તેનું માથું પાણીની બહાર દેખાઈ રહ્યું હતું. તળાવના પગથિયે વાંદરાલોકો ધમાચકડી કરી રહ્યાં હતા. બાલુ નામના રીંછને મદદ કરવા જો બઘીરા પાણીની બહાર નીકળવાનું સાહસ કરે તો વાંદરા લોકો તેની ઉપર હુમલો કરવાના હતા. એ લોકો એ તકની રાહ જોઈને જ પગથિયે ધમાચકડી કરી રહ્યાં હતા. આવી સ્થિતિમાં બઘીરા ખૂબ જ મૂંઝવણ અનુભવી રહ્યો હતો. એને એક વિચાર આવ્યો. કેવો વિચાર ? સાપલોકોની મદદ લેવાનો વિચાર. એણે વિચાર્યું કે સાપની મદદ લેવામાં આવે તો આ સ્થિતિમાંથી કોઈ માર્ગ નીકળી આવે ! સાપ મદદ માટે દોડી આવે એ હેતુથી એણે સાદ પાડ્યો, "તમે અને હું એક જ લોહીના છીએ. કોઈ જુદું નથી. આપણા તમામની રગોમાં એક જ લોહી વહે છે."

કહ્યા બાદ પણ એને એવું લાગી રહ્યું હતું કે કા નામનો સાપ કદાચ ક્યાંક સંતાઈને બેસી રહ્યો હશે ! જ્યારે બાલુએ બઘીરાનો અવાજ સાંભળ્યો તો એ હસવા લાગ્યો. જો કે એ વખતે એની પીઠ પર કેટલાય વાંદરાઓ બેઠા હતા. બાલુએ આ સ્થિતિમાં એવું વિચાર્યું કે જો આટલા મોટા કાળા ચિત્તાને પણ સંકટના સમયે કોઈની મદદ લેવાની જરૂર પડે છે તો પોતાની સ્થિતિ સામે કાંઈ વધારે દુઃખ લગાડવાની આવશ્યકતા નથી !

તે સમયે કા નામનો સાપ કે અજગર તેની રીતે આગળ વધ્યે જતો હતો. તેણે બે-ત્રણ વખત એના લાંબા શરીરને ગૂંચળું બનાવ્યું. આવું કરીને તે ખાતરી કરવા માગતો હતો કે તેના લાંબા શરીરનો દરેક ભાગ સહીસલામત છે કે નહીં !

અહીંયાં અલગ અલગ જગ્યા પર બાલુ અને બઘીરા વાંદરાલોકો સાથે મુકાબલો કરી રહ્યા હતા. એ વખતે માંગ નામની એક વાગોળ આ લડાઈનો આંખેદેખ્યો અહેવાલ કે સમાચાર જંગલનાં અન્ય પ્રાણીઓને પહોંચાડી રહી હતી. તે ક્યારેક ઝડપથી ઊડીને બઘીરા પર આવતી તો ક્યારેક બાલુ પર આવતી હતી. એ પછી તે જંગલમાં રહેતા અન્ય પ્રાણીઓ પાસે ચાલી જતી હતી અને લડાઈ અંગેના સમાચાર જણાવતી હતી. આ સમાચાર કહેવાનું કાર્ય તે એટલી ઝડપથી કરી રહી હતી કે ખૂબ જ ટૂંકા સમયગાળામાં જંગલમાં રહેતા તમામ પશુપક્ષીઓને લડાઈ વિશે જાણ થઈ ગઈ. એટલે સુધી કે જંગલના બીજા ખૂણામાં રહેતા હાથીને પણ જાણ થઈ ગઈ કે લડાઈ ચાલી રહી છે. હાથીએ આ સમાચાર જાણી એક અલગ પ્રકારનો અવાજ કર્યો કે જેથી જંગલના ખૂણે ખૂણે ફેલાયેલા વાંદરાઓના ટોળા એક જગ્યાએ ભેગા થયા. એ પછી તેમણે વેરાન બની ગયેલા નગરની દિશા ભણી ચાલવા માંડ્યું. આ વાંદરાઓ એમના સાથી વાંદરાઓને મદદ કરવા ઇચ્છતા હતા. લડાઈ ચાલી રહી હતી અને એનાથી જે અવાજ પેદા થયો હતો એનાથી માળામાં આરામ ફરમાવી રહેલા કે સૂઈ રહેલાં તમામ પક્ષીઓ જાગી જવા પામ્યાં હતાં.

એ જ વખતે કા નામનો સાપ લડાઈના મેદાનમાં આવી પહોંચ્યો. વાંદરાલોકોની શાન ઠેકાણે લાવવા માટે તે ખૂબ જ બેચેનીપૂર્વક રાહ

જોઈ રહ્યો હતો. લડાઈ ચાલતી હોય ત્યારે સાપની તમામ તાકાત એના માથાના ભાગમાં આવી જાય છે. કા વિશે જાણી લઈએ. કા કોઈ સામાન્ય સાપ નહોતો. તેની લંબાઈ ચાર-પાંચ ફૂટ નહોતી. બલકે તે તો ૩૦ ફૂટ લાંબો અજગર હતો. જોકે તેને સાપ તરીકે ઓળખવામાં કોઈ વાંધો નથી. તેણે શું કર્યું ? તેણે બહુ ચાલાકીથી કામ કર્યું. તેણે જોયું કે કેટલાક વાંદરાઓએ બાલુને પકડી રાખ્યું હતું. બાલુને વાંદરાઓના સકંજામાંથી છોડાવવા માટે તેણે વાંદરાઓને ફટકાર્યા. કાના એક જ હુમલાથી પેલા વાંદરા જમીન પર ઢળી પડ્યા. એક પણ વાંદરો ઢળ્યા પછી ઊભો થવા ન પામ્યો. કાને બીજી વખત આક્રમણ કે હુમલો કરવાની જરૂર જ ન પડી. અન્ય વાંદરાઓ વચ્ચે માંહોમાંહે શોરબકોર થવા લાગ્યો. તેઓ એકસાથે કહેવા લાગ્યા, "દોડો, દોડો, કા આવી ગયો છે. આપણું આવી બન્યું ! અહીંથી ચાલ્યા જવું પડશે નહીં તો તે આપણને મોતને ઘાટ ઉતારી દેશે."

એ જાણી લઈએ કે વાંદરાલોકોના મનમાં કેટલીય પેઢીઓથી કા નામના અજગરનો ડર ઘૂસી જવા પામ્યો હતો. પ્રત્યેક પેઢીના વડીલ વાંદરા એમનાથી નાના હોય એવા વાંદરાઓને ડર લાગે એવી વાતો સંભળાવ્યા કરતા હતા. રાત્રિનો સમય થયો હોય ત્યારે કા આવતો. એને જેવો કોઈ કદાવર વાંદરો દેખાય કે તરત જ તે તેના ઉપર તૂટી પડતો. કા તેનું મોટું મોં ખોલીને જે તે વાંદરાને અંદર ઉતારી દેતો. પછી ચાલ્યો જતો. આ અજગર એટલો તો ચાલાક હતો કે ખૂબ જ આસાનીથી ઝાડનું થડ બની જતો કે જેથી કરીને વાંદરાલોકો છેતરાઈ જાય અને એની ચુંગાલમાં ફસાઈ જાય ! ક્યારેક તે ઝાડની ડાળીનું રૂપ પણ ધરી લેતો હતો. જ્યારે તે આવું કરતો ત્યારે ચાલાકમાં ચાલાક વાંદરો પણ છેતરાઈ જવા પામતો. કાની ખરેખરી તાકાત શું છે એનો અંદાજ કોઈ પણ વાંદરાને નહોતો. વળી, કોઈ પણ વાંદરો કા સાથે આંખો મેળવી શકતો નહોતો. કાના જડબામાંથી એકપણ વાંદરો છટકી શક્યો નહોતો.

ખેર, કાએ જેવું પોતાનું મોં ખોલ્યું અને જોરથી ફૂંફાડો માર્યો કે વાંદરાલોકો જે જગ્યા પર ઊભા હતા ત્યાં ને ત્યાં જ સ્થિર થઈ જવા પામ્યા. વાંદરાઓના વજનથી ઝાડની ડાળ નીચે નમવા

લાગી. અહીં તહીં તૂટેલી દીવાલો પર ચીસો પાડતા વાંદરા એકદમ જ શાંત થઈ જવા પામ્યા. જ્યાં જ્યાં કાને અવાજ પહોંચ્યો ત્યાં ત્યાં એકદમ સન્નાટો છવાઈ ગયો. આ સન્નાટામાં જ મોગલીએ, બઘીરા પાણીમાંથી બહાર નીકળતો હોય એવો અવાજ સાંભળ્યો.

એટલી વારમાં કા બોલ્યો, "જ્યાં સુધી હું જણાવું નહીં ત્યાં સુધી એક પણ વાંદરો પોતાની જગ્યાએથી સહેજ પણ ખસે નહીં. "

એ પછી કાએ બઘીરાને સંબોધન કર્યું, "મારા ભાઈ, પહોંચવામાં મારે થોડું મોડું થયું પણ મને લાગે છે કે મેં તારો સાદ સાંભળ્યો હતો."

"કદાચ મારામારી દરમિયાન મેં ચીસ પાડી હશે !" બઘીરા અચકાતાં અચકાતાં બોલ્યો.

"શું તને કોઈ ઠેકાણે ઈજા પહોંચી છે ?" બઘીરાએ બાલુને પૂછ્યું.

"હું કાંઈ કહી શકતો નથી કે હું ઠીક રહ્યો છું કે નહીં. મને એવું લાગે છે કે જાણે પેલા નાલાયક વાંદરાઓએ મારા સો ટુકડા કરી નાખ્યા હોય!" બાલુએ એના હાથ અને પગ વારાફરતી હલાવતાં જણાવ્યું. પછી અચાનક તે ખુશ થઈ ગયું અને કહેવા લાગ્યું, "હા, મને થોડાઘણું દર્દ થાય છે. પરંતુ આમ જુઓ તો ઠીક છું. કા, તેં અમારો જીવ બચાવ્યો છે. એટલે બઘીરા અને હું તારા આભારી છીએ."

"કશો વાંધો નહીં . મને એ કહો કે માણસનું બચ્ચું ક્યાં છે ?" કાએ કહ્યું.

"હું અહીંયાં ફસાયો છું. અહીંયાંથી મારે બહાર નીકળવું છે પણ હું નીકળી શકતો નથી." મોગલીએ જોરથી કહેવા માંડ્યું. તે તૂટી ગયેલા ઘુમ્મટ નીચે ઊભો રહ્યો હતો.

"હા, ભાઈ તેને અહીંયાંથી બહાર કાઢો. આ તો મોરની માફક નાચે છે. ક્યાંક અમારાં બચ્ચાં તેના પગ તળે કચડાઈ ન જાય !" કેટલાક કોબ્રા સાપે અંદર રહીને એકસૂરમાં જણાવ્યું.

કા નામનો સાપ હસવા લાગ્યો. તે બોલ્યો, "વાહ ! માનવબાળ કોઈ પણ જગ્યાએ જાય છે, મિત્રો અવશ્ય બનાવી લે છે. સારું

મોગલી તું ત્યાં ચુપચાપ ઊભો રહેજે અને સાપલોકો તમે પણ ખસતા નહીં."

હવે કા ધ્યાનપૂર્વક દીવાલ જોવા લાગ્યો. તેમાં તેણે એક તિરાડ જોઈ. તેણે દીવાલના એ ભાગને બેથી ત્રણ વખત હલાવી જોયો. ત્યારબાદ તેણે તેના શરીરને સીધું કર્યું અને છ-સાત ફૂટ ઉપર લાવ્યો. ત્યારબાદ એણે એના માથા વડે દીવાલ ઉપર છ-સાત જોરદાર ફટકા માર્યા. એટલી વારમાં દીવાલ તૂટી પડી. દીવાલ તૂટી પડતાં મોગલી દેખાયો. એ પછી તે બઘીરા અને બાલુની વચ્ચે આવીને ઊભો રહ્યો.

બાલુએ ખૂબ જ પ્રેમપૂર્વક પૂછ્યું, " અરે, તને વધારે વાગ્યું તો નથી ને !"

"મારા ભાઈઓ, મારા શરીર પર એક પણ ઉઝરડો નથી થયો. હા, મને અત્યારે ખૂબ જ ગુસ્સો આવી રહ્યો છે. સાથે સાથે મને ભૂખ પણ લાગી છે. આ વાંદરાલોકોએ તમારી સાથે જે કર્યું તે યોગ્ય નથી જ નથી. તમારા બંનેનું કેટલું બધું લોહી વહી ગયું !" મોગલી બોલ્યો.

બઘીરાએ ઠેરઠેર પડેલી વાંદરાઓની લાશ જોતાં કહ્યું, "માત્ર અમારું જ લોહી નથી વહેવા પામ્યું બલકે અન્ય લોકોનું પણ લોહી વહી ગયું છે."

બાલુએ પ્રેમભર્યા અવાજમાં કહ્યું, "આ તો કશું જ ન કહેવાય. તું અમને સાજોસમો અને સહીસલામત મળી ગયો એનાથી વધારે ખુશીની બાબત બીજી કઈ હોઈ શકે !"

એટલી વારમાં કા બોલ્યો, "અરે ! તો આ છે માનવબાળ... તેની ચામડી કેટલી સુંવાળી છે. મને વાંદરાલોકો અને આ માનવબાળ વચ્ચે બહુ તફાવત જણાતો નથી. બાળક, તારે થોડા હોશિયાર રહેવાની જરૂર છે. ક્યાંક હું તને ગેરસમજથી કે ભૂલથી વાંદરો સમજી લઉં એવું બની શકે !"

ખેર, ટેકરીઓની પાછળથી ચંદ્ર ઝડપથી અદૃશ્ય થઈ રહ્યો હતો. વેરાન નગરની ઊંચી દીવાલો પર બેઠેલા વાંદરા ડરને કારણે થરથર કાંપી રહ્યા હતા.

કા બોલ્યો, "હવે ચંદ્ર ડૂબી રહ્યો છે. આટલા અજવાળામાં હું

શું તને દેખાઈ રહ્યો છું ?"

જાણે હવાની લહેર કોઈ વૃક્ષના પાંદડા સાથે અથડાઈ હોય એમ જવાબ મળ્યો, "હા, કા તું અમને સ્પષ્ટપણે દેખાઈ રહ્યો છે."

"સારું કહેવાય. હવે જુઓ હું શું કરું છું !" કહેતાં કાએ એના આખા શરીરને આઠના આંકડાની જેમ ગોઠવ્યું. આ સમયે એવું લાગતું હતું કે જાણે એનું શરીર પાણી કે વીજળીથી ન બન્યું હોય ! તેનું આખું શરીર સમયાંતરે અલગ અલગ આકાર ધારણ કરતું હતું. આ સમયે બાલુ અને બઘીરા જાણે પથ્થરની મૂર્તિ બની ગયા હોય એમ એક જ જગ્યાએ સ્થિર થઈ ગયા હતા. એમની ગરદન પરના વાળ એકદમ સીધા કે ટટ્ટાર થઈ ગયા હતા. આ દૃશ્ય મોગલી અવાજ કર્યા વિના જોઈ રહ્યો હતો. આવું અગાઉ તેણે ક્યારેય જોયું નહોતું.

છેલ્લે કાનો અવાજ ગુંજ્યો ખરો. તેણે વાંદરાલોકોને કહ્યું, "શું તમે મારા હુકમ વિના એક આંગળી પણ હલાવી શકો, બોલો ?"

આ સાંભળી વાંદરા કહેવા લાગ્યા, "ના કા. તારા હુકમ વિના અમે આંખનો એક પલકારો પણ નથી મારી શકતા."

"ખૂબ સરસ. હવે તમે બધા એક ડગલું મારી તરફ આગળ વધારો." આ સાંભળીને વાંદરાલોકોની કતાર જાણે કે જાદુઈ શક્તિથી આગળ સરકી આવી. બાલુ અને બઘીરાએ અજાણતામાં એકડગલું આગળ વધાર્યું.

કાએ ફૂંફાડો માર્યો. "થોડા વધારે નજીક આવો." બધા લોકો થોડા વધારે નજીક આવી ગયા. બાલુ અને બઘીરાને ત્યાંથી ખસેડવા માટે મોગલીએ એ લોકોની પીઠ પર પોતાના હાથ રાખીને ઈશારો કર્યો. મોગલીનો હાથ પીઠ પર પડતાં જ બંને જણ એકદમ ચોંકી ગયા. મીઠું સપનું જોતાં હોય અને અચાનક એમની ઊંઘ ઊડી જાય એમ જ.

મોગલી તેના હાથ બઘીરાના ખભા પર મૂકે એ માટે બઘીરાએ તેને વિનંતી કરી. બઘીરાએ મોગલીને જણાવ્યું કે જો તે તેવું નહીં કરે તો પોતે કાની દિશામાં ખેંચાઈ જશે. !

કા તો ધૂળમાં આળોટી રહ્યો હતો. એટલે એ દૃશ્ય જોઈ

મોગલીએ અહીંથી ચાલ્યા જવાનું નક્કી કર્યું. ત્રણેય જણ અહીંથી ચાલ્યા ગયા. દીવાલની અંદર એક મોટું બાકોરું હતું જેમાં રહીને તેઓ જંગલ તરફ ચાલ્યા ગયા. જો બઘીરા ત્યાં વધુ સમય રોકાયો હોત તો કાના મોંમાં ઘૂસી જાત !

ખેર, જંગલના કાયદાની સૌથી મોટી ખૂબી એ છે કે સજા કરવાથી તમામ હિસાબકિતાબ પૂરો થઈ જાય છે. સજા સંભળાવ્યા બાદ કોઈને કોઈ બાબતની ફરિયાદ રહેતી નથી. બઘીરા એની આગવી અદામાં ચાલી રહ્યો હતો. એની ઉપર મોગલી બેઠો હતો. તેણે એનું માથું બઘીરાના ખભા પર ટેકવી દીધું હતું.જ્યારે તેને ગુફાની અંદર જઈને વરુમાતા સમક્ષ હાજર કરવામાં આવ્યો ત્યારે તેની ઊંઘ ઊડી ગઈ !

# 4

## મોગલીએ જંગલને 'આવજો' કહ્યું

જંગલમાંની પોતાની ગુફા છોડીને મોગલી ખેતર તરફ ચાલ્યો ગયો હતો. આ એ જગ્યા હતી કે જ્યાં ગામના લોકો રહેતા હતા. પરંતુ મોગલી અહીંયાં રહેવા ઇચ્છતો નહોતો. તેનું કારણ એ જ હતું કે આ જગ્યા જંગલથી ખૂબ નજીક હતી. મોગલી એ વાત સારી પેઠે જાણતો હતો કે જંગલમાં એના દુશ્મન હજી પણ હયાત છે. આવું વિચારીને મોગલી પથરાળ રસ્તા પર આગળ વધતો ચાલ્યો. ઘણુંબધું અંતર કાપ્યા પછી તે એક એવા વિસ્તારમાં આવી પહોંચ્યો કે જે અગાઉ એણે ક્યારેય જોયો નહોતો. નાની નાની ટેકરીઓ અહીં મોટા મોટા મેદાનમાં ફેરવાઈ ગઈ હતી. આ મેદાનમાં ઠેકઠેકાણે મોટામોટા શિખર અને ખાઈ હતી. આ જ મેદાનના એક છેડે ગામ વસ્યું હતું. અને મેદાનના બીજા છેડે ઘનઘોર જંગલ શરૂ થતું હતું. જંગલ અને મેદાન વચ્ચે ગોચર જમીન હતી કે જ્યાં ઢોર ચરી શકે. આખા મેદાનમાં ગાય અને ભેંસ ચરી રહી હતી. કેટલીક ગાયો અને ભેંસો વચ્ચે તેમને ચરાવનારા પણ હતા. આ ચરાવનારાઓ બીજું કોઈ નહીં પણ ગામના જ કેટલાક છોકરા હતા. આ છોકરાઓએ જ્યારે મોગલીને આવતો જોયો કે ગભરાઈ ગયા.

ભારતના મોટા ભાગના પ્રદેશોમાં જોવા મળતા પીળા રંગના દેશી કૂતરા પણ અહીં હાજર હતા. મોગલીને જોતાં જ આ કૂતરા જોરજોરથી ભસવા લાગ્યા. આ ટાણે મોગલીને કકડીને ભૂખ પણ લાગી હતી. ખોરાકની શોધમાં તે આગળ વધતો ગયો. થોડું વધારે ચાલીને તે ગામના દરવાજે આવી પહોંચ્યો. કાંટાવાળું ડાળખું મૂકીને આ દરવાજાને બંધ કરવામાં આવ્યો હતો. મોગલીએ કાંટાવાળું ડાળખું

ખસેડ્યું અને ગામમાં દાખલ થઈ ગયો.

"અહીં પણ માણસ જંગલના લોકોથી ગભરાય છે." મોગલીએ વિચાર કર્યો. એ પછી તે કાંટાવાળા ડાળખા પાસે બેસી રહ્યો. થોડી વાર બાદ તેણે જોયું તો ગામનો એક માણસ તેની તરફ આવી રહ્યો હતો. જ્યારે પેલો માણસ એકદમ નજીક આવ્યો ત્યારે મોગલીએ એક આંગળીના ઈશારા વડે પેલા માણસને સમજાવ્યું કે એને ભૂખ લાગી છે. શરૂઆતમાં તો પેલા માણસે મોગલી સામે

ઘૃણા કે નફરતથી જોયું. અને પછી તો ડરી જવાને કારણે મોટેથી બૂમો પાડતો નાસી છૂટ્યો. દોડતા દોડતા તે સતત ગામના પંડિતને સાદ પાડી રહ્યો હતો. મોટા ભાગે સફેદ રંગના કપડા પહેરનારો પંડિત લાંબો અને જાડો હતો. તે હંમેશા તેના માથા પર સિંદૂરનું તિલક લગાવી રાખતો હતો. થોડી વાર થઈને ગામનો પંડિત દરવાજે આવી પહોંચ્યો. તેની સાથે ગામના કેટલાક લોકો પણ હતા. આ લોકો મોગલી સામે ઘૃણાની નજરથી જોતા હતા. અને અંદરોઅંદર વાતો કરતા હતા.

"આ લોકોને સભ્યતા જેવું કશું નથી." મોગલીએ વિચાર કર્યો. તેણે તેના લાંબા વાળને પાછળની બાજુએ લઈ લીધા અને મોં બગાડીને પેલા ગામલોકો સામે જોવા લાગ્યો.

એ પછી પંડિત બોલ્યો, "આને જોઈને ડરવાની શી જરૂર છે ? એના હાથ અને પગ પર પડેલા નિશાનને તો જરા જુઓ. વરુઓના કરડવાથી એના હાથપગ પર આવા નિશાન પડેલા છે. આ બીજું કોઈ નહીં પણ વરુનું બચ્ચું છે કે જે જંગલમાંથી આપણા ગામ તરફ ભાગી આવ્યું છે."

વરુનાં બચ્ચાં એટલે મોગલીના ભાઈઓ. તેઓ જ્યારે રમત રમતા ત્યારે ક્યારેક પોતાના દાંત મોગલીના હાથ-પગ પર બેસાડી દેતા હતા. એટલા માટે મોગલીના શરીર પર ઠેકઠેકાણે ઉઝરડા પડ્યા હતા. જોકે મોગલી એવું નહોતો માનતો કે આ નિશાન કે ઉઝરડા વરુઓના કરડવાથી પડ્યા છે. મોગલી સારી પેઠે જાણતો હતો કે કરડવાનો સાચો અર્થ શો થાય છે!

એટલી વારમાં બે-ત્રણ સ્ત્રી ત્યાં આવી પહોંચી. ગામલોકો,

પંડિત અને પેલી બે-ત્રણ સ્ત્રી એક જ જગ્યાએ ભેગાં મળ્યાં હતા. સ્ત્રીઓ એકસાથે કહેવા લાગી, "અરે, કેટલું સુંદર બાળક છે. આટલા રૂપાળા બાળકને વરુઓએ ઠેકઠેકાણે ઈજા પહોંચાડી છે. એની આંખો તો કેવી લાગે છે ! સળગતા કોલસાની જેમ જાણે બળી રહી છે ! મસુઆ સાંભળ, આ છોકરો તો તારા પેલા છોકરા જેવો જ દેખાય છે કે જેને વાઘ ઉઠાવીને લઈ ગયો હતો."

એટલી વારમાં એ જગ્યા પર એક સ્ત્રી આવી. તેણે હાથ અને પગમાં તાંબાના મોટા મોટા કડા પહેર્યા હતા. તેણે તેની આંખો પર હાથ રાખ્યો અને ધ્યાનથી મોગલીના ચહેરા તરફ જોવા લાગી. એ પછી બધા સાંભળે એમ મોટેથી કહેવા લાગી, "ના, ના.. આ મારો છોકરો નથી. આ તો બહુ પાતળો છે. હા, એટલું ખરું કે એનું મોં મારા છોકરાના મોં સાથે મળતું આવે છે."

ચાલાક પંડિત બહુ સારી રીતે જાણતો હતો કે મસુઆ નામની સ્ત્રી ગામના સૌથી વધારે ધનવાન માણસની પત્ની છે. સૌ પ્રથમ પંડિતે આકાશ તરફ નજર કરી. થોડી વાર સુધી તે આકાશ તરફ તાકી રહ્યો. એ પછી એણે એના અવાજમાં પ્રમાણિકતાનો સૂર ઉમેર્યો. અને કહેવા લાગ્યો, "જંગલે આપણી પાસેથી જે છીનવી લીધું હતું તે આપણને પાછું આપ્યું છે. બેન, તું આ છોકરાને તારે ઘેર લઈ જા અને એને તારો જ છોકરો માનજે. અને આ ગરીબ પંડિતનો તું ખ્યાલ રાખજે. આખરે હું જ તો બધાને જણાવું છું કે દરેકની જિંદગીમાં આગળ શું બનવાનું છે !"

મોગલીને જ્યારે વરુના ટોળામાં દાખલ કરવામાં આવ્યો એ પૂર્વે બધાએ વારાફરતી એને જોયો હતો. એમ અત્યારે માણસો પણ એને જોઈ રહ્યાં છે. મોગલીને અચાનક એ ઘટના યાદ આવી ગઈ. "જો હું માનવબાળ છું તો ચોક્કસપણે માનવ બનીને બતાવીશ." મોગલીએ મનોમન વિચાર કર્યો. મસુઆ નામની સ્ત્રીએ મોગલી સામે જોઈને ઘરે આવવા ઈશારો કર્યો. મોગલી તરત જ તેની પાછળ ચાલીને ઘરે પહોંચી ગયો. ઘરમાં દાખલ થતાં જ મોગલીને લાલ રંગનો એક પલંગ જોવા મળ્યો. માટીમાંથી બનાવેલી અનાજ ભરવા માટેની એક કોઠી પણ તેની નજરમાં આવી. તેણે કેટલાંક તાંબાનાં

વાસણો જોયાં. ભગવાનની એક તસવીર પણ તેના ધ્યાનમાં આવી. મોગલી પલંગ પર બેઠો. બાદ મસુઆ એના માટે દૂધભરેલો એક મોટો પ્યાલો લઈને આવી. દૂધની સાથે રોટલી પણ તેને ખાવા માટે આપવામાં આવી. મોગલીના એક હાથમાં દૂધનો પ્યાલો અને બીજા હાથમાં રોટલી. મોગલી દૂધ પીતો જાય અને રોટલી ખાતો જાય. એ દરમિયાન મસુઆ મોગલીના માથા પર હાથ ફેરવી રહી હતી. તે ખૂબ જ પ્રેમપૂર્વક મોગલીની નાની નાની આંખોમાં કશુંક શોધી રહી હતી. તેને પોતાના અસલી દીકરાની યાદ આવી ગઈ કે જેને વર્ષો પૂર્વે વાઘ ઉઠાવી ગયો હતો. તે બોલી, "નાથું ઓ નાથું!" મોગલી પેલી સ્ત્રી સામે જોઈ રહ્યો. તેણે જાહેર ન કર્યું કે આ નામથી તે વાકેફ છે. મસુઆ બોલી, "બેટા, તને એ દિવસ યાદ છે કે જ્યારે મેં તને નવાનક્કોર જોડા લઈ આપ્યા હતા ?" આટલું બોલ્યા પછી તેણે મોગલીના પગને સ્પર્શ કર્યો. તેણે અનુભવ્યું કે મોગલીના પગ તો કઠણ થઈ ગયા હતા. તેને દુખ થયું. "આ પગે તો કયારેય પગરખા કે જોડાનું મોં સુધ્ધાં જોયું નથી. પરંતુ તેમ છતાં તું બિલકુલ મારા નાથું જેવો જ છું. આજથી તું મારો દીકરો છે." તેણે ઉમેર્યું. મોગલી થોડો બેચેન જણાતો હતો. કેમ કે આજ સુધી તે ક્યારેય કોઈ છત્ર નીચે રહ્યો નહોતો. જ્યારે તે જંગલમાં રહેતો હતો ત્યારે હરણ અને ભૂંડનો અવાજ કાઢતા શીખી ગયો હતો. જોકે તે ફક્ત મજા કરવા માટે નહોતો શીખ્યો. ખૂબ જ મહેનત બાદ તે પશુઓની બોલી શીખી શક્યો હતો. અને હવે માણસોની બોલી કે ભાષા શીખવા માટે પણ તે પૂર્ણ રીતે તૈયાર હતો. માણસોની ભાષા શીખવા એણે એક યુક્તિ કામે લગાડી. જેમ કે મસુઆ કોઈ શબ્દ બોલે કે મોગલી તે શબ્દ પોતાના મોંથી બોલતો. ઘરમાં ઉપલબ્ધ કેટલીય વસ્તુઓના નામ મોગલી સાંજ પડતાં સુધીમાં શીખી ગયો હતો. ખરી મુશ્કેલી રાત ટાણે આવી. ઊંઘવાનો સમય થયો ત્યારે મોગલીને આ ઘર પાંજરા જેવું લાગવા માંડ્યું. જંગલમાં તો તે ખુલ્લી હવામાં આરામ ફરમાવતો હતો. અને અહીં એને ચાર દીવાલોની અંદર રહેવાનું અને ઊંઘવાનું થયું હતું. મસુઆએ જ્યારે ઘરનો મુખ્ય દરવાજો બંધ કર્યો ત્યારે પથારીમાંથી ઊભો થઈને મોગલી બારીની બહાર

ચાલ્યો ગયો. ઘરમાં મસુઆના પતિ પણ હતા. તેઓ આ દશ્ય જોઈને મસુઆને કહેવા લાગ્યા, "એને એની મરજી પ્રમાણે ચાલવા દો. યાદ રહે કે આજ સુધી તે ક્યારેય પથારીમાં ઊંઘ્યો નથી. જો ભગવાને આપણા દીકરાના સ્થાને તેને મોકલ્યો હોય તો આપણે ગભરાવાની કે ચિંતા કરવાની સહેજ પણ જરૂર નથી. એટલે ભરોસો રાખ કે તે આપણને છોડીને ક્યાંય નહીં જાય !"

ઘરમાંથી કૂદકો મારીને બારીની બહાર આવેલા મોગલીએ ઊંઘવાની વ્યવસ્થા કરવા માટે આજુબાજુ નજર દોડાવી. એને એકદમ સ્વચ્છ ઘાસ જમીન પર પથરાયેલું દેખાયું. થોડો પણ વિલંબ કર્યા વિના તેણે સ્વચ્છ ઘાસ પર લંબાવ્યું. એને થોડી વારમાં ઊંઘ આવી ગઈ. એટલી વારમાં ત્યાં ભૂખરો ભાઈ આવી પહોંચ્યો. આ ભૂખરો ભાઈ એટલે વરુમાતાનો સૌથી મોટો છોકરો. ઘાસ પર આરામ ફરમાવી રહેલા મોગલીને જોઈને તે કહેવા લાગ્યો, "લગભગ ૨૦ માઇલથી તારી પાછળ પાછળ ચાલ્યો આવું છું. અને તું તો અત્યારથી જ માણસની જેમ વર્તન કરવા લાગ્યો છે. તારા શરીરમાંથી સળગેલા લાકડાના ધુમાડાની અને ઢોરની ગંધ આવવાની ચાલુ થઈ ગઈ છે. નાનાભાઈ, હવે ઘાસમાંથી ઊભો થા. હું તારા માટે સમાચાર લાવ્યો છું. "

ભૂખરા ભાઈને જોતાં જ મોગલી ઘાસમાંથી ઊભો થઈ ગયો. અને ભૂખરાભાઈને એટલે કે વરુને ગળે લાગ્યો. ત્યારબાદ મોગલીએ ભૂખરાભાઈની આંખમાં આંખ પરોવીને કહ્યું, "જંગલમાં બધું ક્ષેમકુશળ તો છે ને ? "

તરત જ ભાઈએ જવાબ આપ્યો, "જે વરુઓને તે લાલ ફૂલ (સળગતો લાલ દેવતા)થી બાળ્યા હતા એ સિવાયના તમામ સલામત છે. હવે મારી વાત ધ્યાનથી સાંભળ. શેરખાનને પણ તેં બહુ ખરાબ રીતે દઝાડ્યો હતો. હાલમાં તે બહુ દૂરના જંગલમાં શિકાર કરે છે. તે ત્યારે જ પાછો આવશે જ્યારે તેને નવા વાળ ફૂટશે. તેણે સોગંદ ખાધા છે કે પોતે જ્યારે પરત ફરશે ત્યારે તારા હાડકાને વેનગંગા નદીમાં પધરાવી દેશે."

ભૂખરા ભાઈના સમાચાર સાંભળી મોગલીના અવાજમાં થોડી

કઠણાઈ આવી. તેણે કહ્યું, "ભૂખરા ભાઈ સમાચાર કહેવા બદલ તારો ખૂબ ખૂબ આભાર માનું છું. આ સમાચાર મારા માટે અત્યંત જરૂરી છે. જેમ તેણે સોગંદ ખાધા છે એમ મેં પણ સોગંદ ખાધા છે. આ રીતે મને સમાચાર પહોંચાડતો રહેજે."

આ સાંભળ્યા બાદ ભાઈએ પૂછ્યું, "તું ક્યારેય ભૂલી તો નહીં જાય ને કે તું વરુ છે ? ક્યાંક આ માણસો તને આ વાત ભૂલવા મજબૂર તો નહીં કરે ને ?"

"ક્યારેય નહીં. મને કાયમ યાદ રહેશે કે હું તને અને અમારી ગુફામાં રહેનારા તમામ લોકોને ખૂબ જ પ્રેમ કરું છું. પરંતુ હું એ પણ વાત ચોક્કસ યાદ રાખીશ કે મને ટોળામાંથી બહાર કાઢવામાં આવ્યો છે."

"પહેલાં તને વરુઓના ટોળામાંથી બહાર કાઢવામાં આવ્યો હવે મને લાગે છે કે કદાચ માણસોના ટોળામાંથી પણ તને બહાર કાઢી મૂકવામાં આવે ! આખરે માણસ એ માણસ જ છે. હવે જ્યારે ફરી વખત હું તને મળવા આવીશ ત્યારે અહીં આ જગ્યાએ નહીં આવું." ભૂખરા ભાઈએ કહ્યું.

"આ જગ્યાએ મને મળવા નહીં આવે તો બીજે ક્યાં આવીશ ?" મોગલીએ પૂછ્યું. જ્યાં વાંસ ઊગ્યા હતા એ દિશા તરફ ઇશારો કરતાં ભૂખરા ભાઈએ કહ્યું, "ત્યાં" મોગલી સમજી ગયો. ભૂખરા ભાઈ સાથેની આ મુલાકાતવાળી રાત બાદ તે કદાચ જ ગામના પ્રવેશદ્વાર સુધી ગયો હોય ! તેણે તેનો મોટા ભાગનો સમય માણસોના રીતિરિવાજ શીખવામાં વિતાવ્યો હતો. સૌપ્રથમ તો તે માણસો પહેરે એવા કપડાં પહેરતાં શીખ્યો. પૈસાની ગણતરી કરવામાં પણ તેને ખૂબ મુશ્કેલી પડી. ખેતી અંગે પણ તેને શીખવું પડ્યું. ગામમાં રહેતા અન્ય છોકરાઓ એને યેનકેન પ્રકારેણ ચીડવતા હતા. જેમકે મોગલીને પતંગ ચગાવતા નહોતી આવડતી તો એ બાબતને લઈને એની હાંસી ઉડાવવામાં આવતી હતી. મોગલીને ગુસ્સો તો આવતો હતો પણ તે તેના ગુસ્સાને લોકો સમક્ષ જાહેર કરતો નહોતો. જંગલમાં એને એવું શીખવવામાં આવ્યું હતું કે પોતાનાથી નિર્બળ વ્યક્તિ ઉપર હાથ ઉઠાવવો એ કાયર હોવાની નિશાની છે.

મોગલી ધારત તો એને પજવનાર કે હેરાન કરનારને મેથીપાક ચખાડત ! મોગલીને એનામાં રહેલી તાકાતનો અંદાજ સહેજ પણ નહોતો. જ્યારે એ જંગલમાં પોતાનું જીવન વિતાવી રહ્યો હતો ત્યારે બાલુ, શેરખાન, અને વરુઓની તુલનામાં નિર્બળ હતો. તેને આ વાતની ખબર પણ હતી. જોકે ગામમાં આવ્યા બાદ એને લોકો પાસેથી એવું સાંભળવા મળ્યું કે તેનામાં તો એક સાંઢમાં હોય એટલી તાકાત ભરેલી છે.

મોગલીને આટલી બધી તાકાત પોતાનામાં હોવાનો પણ સહેજેય અંદાજ નહોતો. એક જાતિનો માણસ અન્ય જાતિના માણસથી કેવી રીતે જુદો છે તે અંગે પણ તેને કશો ખ્યાલ નહોતો. એક વખત કુંભારનો ગધેડો ખાડામાં પડી ગયો તો મોગલીએ એની પૂંછડી પકડીને બહાર કાઢ્યો. ગધેડા પર લાદેલા વાસણ નીચે પડી ગયાં હતાં. વાસણને ફરીથી ગધેડાની પીઠ પર મૂકવા માટે મોગલીએ કુંભારને મદદ કરી કે જેથી કરીને પેલો કુંભાર; પોતાનાં વાસણ કુંભારવાડાના બજારમાં વેચવા માટે લઈ જઈ શકે ! ગામમાં રહેતા લોકો માટે તો આ દૃશ્ય ખૂબ જ નવાઈ પમાડનારું હતું. એમને એમ હતું કે મોગલી એક માણસ હોઈ ગધેડાનો સ્પર્શ કરે ! માટીમાંથી વાસણો બનાવનારને મદદ કરે ! રૂઢિચુસ્ત પંડિતના કાને જ્યારે આ વાત પહોંચી ત્યારે તેણે મોગલીને ખખડાવ્યો. મોગલીને જ્યારે લાગ્યું કે પંડિત વધારે પડતું બોલી રહ્યો છે. તેણે પંડિતને ધમકાવતા કહ્યું, "જો તમે મને વધારે કંઈ કહેશો તો તમને પણ હું ગધેડા પર બેસાડી દઈશ !"

ગામમાં નવોસવો આવેલો આ છોકરો પોતાને આવું કહી રહ્યો છે એમ વિચારતાં જ પંડિત લાલચોળ થઈ ગયો. તેણે મોગલી સામે તો કોઈ પગલાં ન ભર્યાં, પણ ત્યાંથી નીકળીને મસુઆના ઘર તરફ ચાલ્યો ગયો. મસુઆના ઘરે આવીને એણે મસુઆના પતિને મોગલી અંગેની ફરિયાદ કરી દીધી. પંડિત બોલ્યો, "આ છોકરો આમ તેમ રખડ્યા કરે છે એના કરતાં કોઈ કામ કરે તો તે વધારે યોગ્ય રહેશે."

એ પછી મોગલીને ભેંસો ચરાવવાનું કાર્ય સોંપવામાં આવ્યું.

આ બાબતની સૌથી વધારે ખુશી જો કોઈને થઈ હોય તો તે બીજું કોઈ નહીં પણ સ્વયં મોગલી હતો.

ભેંસો ચરાવવાનું કાર્ય સોંપવામાં આવ્યું હોઈ હવે મોગલીના માથે મોટી જવાબદારી આવી ગઈ હતી. આ ગામમાં અંજીરનું એક ઝાડ હતું. આ ઝાડ નીચે એક ઓટલો હતો કે જ્યાં દરરોજ રાત્રે ગામના પુરુષો એકઠા થતા હતા. તેમાં મુખી, ચોકીદાર, વાળંદ અને બલદેવ નામનો શિકારી મુખ્ય હતા. રોજ રાત્રે તેઓ અહીં મળતા અને વાતો કરતા. ગામમાં રહેતા પ્રત્યેક પરિવાર અંગે વાળંદને જાણકારી રહેતી હતી. બળદેવ પાસે પહેલાના જમાનાની બંદૂક હતી. ઝાડ નીચેના ઓટલા પર માણસોની સભા યોજાતી જ્યારે અંજીરના ઝાડ પર વાંદરા એકઠા થતા હતા. ઓટલામાં એક બખોલ હતી કે જેમાં ઝેરી સાપ રહેતો હતો. આ ઝેરી નાગ કે સાપને લોકો દરરોજ દૂધ પિવડાવતા હતા. કેમ કે આ ઝેરી સાપને દુશ્મન નહીં બલકે નાગદેવતાનો દરજ્જો પ્રાપ્ત થયો હતો. ગામના લોકો તેને ભગવાન સમજી તેની પૂજા કરતા હતા. ગામના વડીલ લોકો હુક્કો પીતા અને સાથે સાથે મોડી રાત સુધી વાતો કરતા રહેતા હતા. એમની વાતોમાં ક્યારેક ભગવાન આવે તો કયારેક માણસ આવે. ક્યારેક ભૂતોની વાતો પણ અંદરોઅંદર કર્યા કરતા હતા. જોરદાર વાર્તાઓ જો કોઇની હોય તો તે બળદેવ શિકારીના શિકારની હતી. જંગલી પ્રાણીઓની તે એવી તો વાર્તાઓ સંભળાવતો કે નવાઈથી ત્યાં બેઠેલા નાના બાળકોની આંખો પહોળી થઈ જતી હતી. મોટા ભાગની વાર્તાઓ જંગલમાં રહેતા પ્રાણીઓની રહેતી કેમ કે જંગલ એમના ગામથી સાવ નજીક હતું. ગામલોકો ઓટલા પર બેસીને જ્યારે જ્યારે જંગલ અને પ્રાણીઓની વાતો કરતા ત્યારે તે સાંભળીને મોગલીને એટલું બધું હસવું આવતું કે તે પોતાનું મોં ઘૂંટણ વચ્ચે સંતાડીને હસી લેતો હતો.

બળદેવ કહેતો હતો એ પ્રમાણે મસુઆના દીકરાને ઉઠાવી જનાર વાઘ કાંઈ કાચોપોચો વાઘ નહોતો પરંતુ એ વાઘના શરીરમાં તો ભૂતનો વાસ હતો. અને એ ભૂત ગામમાં જ રહેતા એક માણસનું હતું. આ ગામમાં કેટલાંક વર્ષો પહેલાં પુરનદાસ નામનો એક વાણિયો

રહેતો હતો. તે લોકોને પૈસા ઉધાર આપવાનું કામ કરતો હતો. તે મૃત્યુ પામ્યો હતો અને એ પછી એનો ભટકતો આત્મા પેલા વાઘમાં ચાલ્યો ગયો હતો.

બળદેવ ઉમેરતો કે પુરનદાસ વાણિયો લંગડો માણસ ચાલે એ રીતે ચાલતો હતો અને વાઘ પણ લંગડાતો ચાલે છે. એક વખત ગામમાં થયેલી લડાઈમાં પુરનદાસના પગમાં ભારે ઈજા થવા પામી હતી. અને એ વખતથી તે લંગડો થઈ ગયો હતો. પુરનદાસ લંગડો હતો એટલે તેનું ભૂત પણ લંગડાતું ચાલે છે.

બળદેવની આ વાત સાંભળીને વડીલો પણ પોકારી ઊઠતા, "આ વાત બિલકુલ સાચી છે." એક દિવસ તક જોઈને મોગલીએ બળદેવને કહી દીધું, "તારી આ બધી વાતો ઉપજાવી કાઢેલી વાતો છે. પેલો વાઘ એટલા માટે લંગડાતો ચાલે છે કે તે જન્મ્યો ત્યારથી લંગડો છે. મતલબ કે તેનો જ્યારે જન્મ થયો હતો ત્યારે જ તે લંગડો હતો. અને જ્યાં સુધી પેલા વાણિયાની વાત છે, એ તો એટલો બધો ડરપોક હતો કે ન પૂછો વાત ! એનો આત્મા વાઘના શરીરમાં કેવી રીતે રહી શકે ?"

મોગલીની વાત સાંભળી બળદેવ સ્થિર થઈ ગયો. તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહીં. મોગલીની વાત બધાએ સાંભળી. એ દરમિયાન એક વડીલે તેને કહ્યું, "જો તું ખરેખર બહુ હોશિયાર હોય તો પેલા લંગડા વાઘનું ચામડું કુંભારવાડામાં લઈ જાને ! સરકારે વાઘ પર જાહેર કરેલું સો રૂપિયાનું ઇનામ તને મળશે. પરંતુ તારે જ્યારે અમારા જેવા વડીલો ચર્ચા કરતા હોય ત્યારે વચ્ચે વાત કરવા માટે કૂદી પડવું નહીં."

પોતે સાચી વાત કહી છે અને બદલામાં તેને આવું સાંભળવું પડ્યું તે મોગલીને ગમ્યું નહીં.

બીજે દિવસે સવારે તે ભેંસો ચરાવવા માટે નીકળી પડ્યો. ગાયો-ભેંસો મુક્ત રીતે ચરી શકે એટલું મોટું મેદાન હતું. અહીં ઘાસ ઊગ્યું હતું. એક છેડે વાંસ પણ ઊગ્યા હતા. મોગલીને અચાનક જ ભૂખરાભાઈએ કહેલી વાત યાદ આવી. તે વાંસ ઊગ્યા હતા એ તરફ ચાલવા લાગ્યો. તેની નજર ભૂખરાભાઈ ઉપર પડી. બંને

એકબીજાની નજીક આવ્યા. ભૂખરાભાઈએ કહ્યું, "આ જગ્યાએ હું કેટલાય દિવસોથી આવું છું. રોજ તારી રાહ જોઈને ચાલ્યો જાઉં છું. આ ઢોર ચરાવવાનું કામ તને કોણે સોંપ્યું ?"

"ગામલોકોની આજ્ઞાને માન આપીને મેં આ કામ સ્વીકારી લીધું છે. થોડા સમય માટે મારે જ આ કામ કરવાનું રહેશે. શેરખાનના કોઈ સમાચાર છે કે નહીં ?" મોગલીએ પૂછ્યું.

"શેરખાન, એ તો અહીં પરત આવી ગયો છે. બીજી વાત એ જ કે કેટલાય દિવસોથી તે તારી રાહ જોઈ રહ્યો છે. તને મોતને ઘાટ ઉતારવા માટે એ ઉતાવળો બની રહ્યો છે. તે તને મારીને ખાઈ જવાની ઇચ્છા રાખે છે." ભૂખરાભાઈએ મોગલીને જણાવ્યું. એ પછી તે ત્યાંથી ચાલ્યો ગયો. અને મોગલીને આરામ કરવાની ઇચ્છા જાગી. ગોચર જમીનની આસપાસ નાનામોટા કેટલાક વૃક્ષો હતા. મોગલીને એમાં એક ઘટાદાર વૃક્ષ જોવા મળ્યું. તે તરત જ તે વૃક્ષ પાસે પહોંચી ગયો. અને સૂઈ ગયો. એની ચોતરફ ભેંસો ચરતી રહીં. ભૂખરો ભાઈ જ્યારે મોગલીને મળવા આવે છે ત્યારે બંને વચ્ચે જે વાતો થાય છે તેમાં એક એવી વાતનો પણ ઉલ્લેખ કરવામાં આવે છે કે ભૂખરો ભાઈ અથવા બીજા કોઈ ભાઈએ શિખર પર આવીને બેસવું. આ વાત મોગલી, ભૂખરાભાઈને જણાવે છે. એક વખત એવું બન્યું કે મોગલીએ ભૂખરાભાઈને શિખર ઉપર જોયો નહીં. ભૂખરાભાઈનું કે અન્ય કોઈ ભાઈનું શિખર પર ન આવવું એનો અર્થ એ હતો કે મોગલી પર જોખમ તોળાયું છે. મોગલી ભેંસોના ટોળાને લાલ ફૂલવાળા ઝાડ તરફ દોરી ગયો. મોગલીએ જોયું કે ભૂખરો ભાઈ અહીં બેઠો હતો.

"પોતાની જાતનું રક્ષણ કરવા અંગે તું ખાસ ધ્યાન ન આપે એ હેતુથી તે એક મહિના સુધી આ તરફ દેખાયો નથી. પણ ગઈકાલે રાત્રે જ તે તબાકી સાથે અહીં પરત આવી પહોંચ્યો છે. તારી રાહ જોતો તે ટાંપીને બેઠો છે." ભૂખરાભાઈએ હાંફતા હાંફતા જણાવ્યું.

આ સાંભળી મોગલી બોલ્યો, "ભાઈ, મને શેરખાનની સહેજ પણ બીક લાગતી નથી. પણ પેલું તબાકી બહુ લુચ્ચું પ્રાણી છે."

"તબાકી અંગે કોઈ ચિંતા કરવાની જરૂર નથી." ભૂખરાભાઈએ

જણાવ્યું.

ભૂખરાભાઈ અને મોગલી વચ્ચે વાતચીત થાય છે એ દિવસે સાંજે શેરખાને ગામના દરવાજે આવવાનું નક્કી કર્યું હોય છે. "આજે એણે કશું ખાધું છે કે નહીં ? ખાલી પેટે મારો શિકાર કરવા આવશે ?" મોગલીને સવાલ થયો. હકીકતમાં શેરખાને સવારે એક ભૂંડનો શિકાર કર્યો હતો. અને પેટભરીને ખાધા બાદ ખૂબ પાણી પીધું હતું. એ વખતે ત્યાં અકીલા આવી પહોંચે છે. અકીલાના આવવાથી મોગલીને સારું લાગે છે. મોગલી તેની પાસેથી મદદની આશા રાખે છે. મોગલી કહે છે, "તું ખરેખર ખરા સમયે આવ્યો છે." અકીલાને ઢોરના ટોળાને બે ભાગમાં વહેંચવાનું કામ સોંપવામાં આવે છે. એક ભાગમાં ગાય અને તેના વાછરડા રહે અને બીજા ભાગમાં બળદ અને ભેંસો. અકીલા એ કામ પૂર્ણ કરે છે. પણ બને છે એવું કે બંને ભાગમાં વહેંચાયેલા ઢોર એક થવાનો પ્રયત્ન કરી રહ્યાં હતાં. એટલી વારમાં મોગલી જણાવે છે કે, "અકીલા તું ભેંસ અને બળદને લઈને ડાબી દિશા તરફ ચાલ્યો જા. અને ભૂખરાભાઈ, જ્યારે અમે અહીંયાંથી નીકળી જઈએ બાદમાં તું ગાયોને એકસાથે રાખજે. અને એમ કરતા તું એમને ખીણની અંદર હંકારી જજે."

મોગલીનો હેતુ એકદમ સરળ અને સાફ હતો. એ એવું ઇચ્છતો હતો કે ઢોરના બે ભાગ પાડીને તે ટેકરીની તરફ આગળ વધે. અને એ રીતે ખીણની ટોચ પર પહોંચી જાય. મોગલીએ એવું વિચાર્યું હતું કે ભૂંડનું માંસ ખાઈને અને પેટ ભરીને પાણી પીવાથી શેરખાન લડાઈ કરવા માટે સમર્થ નહીં હોય. એ પછી ઢોરના ટોળાને એમની દિશામાં હંકારવામાં આવ્યા. ઢોર ખીણ તરફ આગળ વધી રહ્યાં હતા. ગાય અને વાછરડા તથા બળદ અને ભેંસો એકબીજા સાથે ટકરાતા હતા. અને એનાથી અવાજ પેદા થતો હતો. મોગલીએ બૂમ મારી, "અકીલા, હવે ટોળાને અલગ પાડી દો. જો એમ કરવામાં નહીં આવે તો તેઓ અંદરોઅંદર ઝઘડવા માંડશે. એમને હંકારીને અલગ કરી દો."

હવે અકીલા અને ભૂખરો ભાઈ ટોળાને વિખેરવાના કાર્યમાં લાગેલા હતા. જોકે ટોળું ફરી એક વખત ખીણમાં હુમલો કરવાની

તૈયારી કરી રહ્યું હતું.

ખેર, વધારે ખોરાક પેટમાં પધરાવાને કારણે શેરખાનની હાલત બગડી હતી. આ જ સમયે ઢોરનું ટોળું આવી પહોંચ્યું. શેરખાન પડી રહ્યો અને તમામ ઢોર તેની ઉપરથી પસાર થઈ ગયા ! થોડી વાર બાદ શેરખાનનું પ્રાણપંખેરું ઊડી જવા પામ્યું હતું. બહુ ખરાબ રીતે શેરખાન મોતને ભેટ્યો હતો. ત્યારબાદ મોગલી જાહેર કરે છે કે "હવે શેરખાનનું ચામડું શિખરની શોભા વધારશે." એ પછી તે શેરખાનની લાશ પાસે પહોંચ્યો. શેરખાનના શરીર પરથી ચામડું ઉતારવાનું કામ ધારીએ એટલું સહેલું નહોતું. તે કેટલાય કલાકો સુધી શેરખાનની લાશ પાસે રહ્યો. કેમ કે તે ચામડું ઉતારવાના કાર્યમાં લાગેલો હતો. તે ચામડાને હાડકાંથી અલગ કરી રહ્યો હતો. આ કાર્ય કરતો હતો ત્યાં જ એકાએક તેના ખભા પર કોઈએ હાથ મૂક્યો હોય એવું એને લાગ્યું. એક હાથમાં ચામડું અને બીજા હાથમાં હાડકું પકડતાં એણે ઉપર જોયું તો બળદેવ શિકારી આવી પહોંચ્યો હતો. એની પાસે જૂના જમાનાની બંદૂક હતી. ખરેખર બન્યું હતું એવું કે ઢોર ચરાવનાર છોકરાઓએ ગામમાં પહોંચીને ઢોરની ભાગદોડ અંગે એને વાત કરી તો ગુસ્સામાં ને ગુસ્સામાં તે બંદૂક લઈને અહીં આવી પહોંચ્યો હતો.

બળદેવે કહ્યું, "તું તારી જાતને સમજે છે શું કે આમ આ મરી ગયેલા શેરખાનનું ચામડું હાડકાથી અલગ કરે છે ? આ વાઘ તો એ જ લંગડો વાઘ છે કે જેના માથે સો રૂપિયાનું ઇનામ રાખવામાં આવેલું છે. સારું, હવે અહીંથી દૂર ચાલ્યો જા. તેં ભેંસો વચ્ચે જે ભાગદોડ મચાવડાવી હતી તે બાબતને અમે નજરઅંદાજ કરીએ છીએ. અમને જો તને કાંઈ આપવાની ઇચ્છા જાગી તો ઇનામની રકમમાંથી એક રૂપિયો તને આપીશું."

એ પછી બળદેવે એના ખિસ્સામાંથી ચકમક પથ્થર અને લોખંડનો ટુકડો કાઢ્યા. મરી ગયેલા શેરખાનની મૂછો બાળવા માટે તે નીચે નમ્યો. ત્યારબાદ મોગલી અને બળદેવ વચ્ચે બોલાચાલી થઈ. મોગલી શેરખાનની લાશની બિલકુલ પાસે બેઠો હતો. બળદેવે એને કહ્યું, "અહીંથી દૂર ચાલ્યો જા" એ પછી બળદેવ ગામ તરફ

દોડ્યો. ગામમાં પહોંચીને એણે ગામલોકોને એકઠા કર્યા. એણે જે પણ જોયું હતું એ બધું ગામલોકો સમક્ષ પોતાની રીતે કહ્યું. એક તરફ બળદેવ ગામલોકોને પોતાની રીતે જણાવી રહ્યો હતો જ્યારે બીજી તરફ મોગલી શેરખાનનું ચામડું ઉતારી રહ્યો હતો. જ્યારે અંધારું થવા આવ્યું ત્યારે સંપૂર્ણ રીતે ચામડું ઉતારી લેવાયું હતું.

એ પછી મોગલીએ અકીલાને જણાવ્યું, "ચાલ અકીલા હવે આપણે આ ચામડાને ક્યાંક સંતાડી દઈએ. ભેંસોને હાંકવામાં મને મદદ કર."

ભેંસોના ટોળાને હાંકતો મોગલી જ્યારે ગામમાં પહોંચ્યો ત્યારે તેણે જોયું કે કેટલીક જગ્યાએ અજવાળું દેખાતું હતું. મોગલીએ જોયું કે કેટલાય લોકો ગામના દરવાજે ઊભા રહીને તેની રાહ જોતા હતા. ગામલોકોએ થોડી વારમાં મોગલી પર પથ્થરમારો શરૂ કર્યો. તેઓ મોટેથી બોલી રહ્યા હતા, "વરુના બચ્ચા અહીંથી ચાલ્યો જા. જો પંડિતને બોલાવીશું તો તે તને ફરીથી વરુ બનાવી દેશે. બળદેવ તું આની પર ગોળી ચલાવ."

બળદેવે ગોળી ચલાવી તો એક ભેંસને વાગી. પોતાની ઉપર પથ્થર આવતા જોઈ મોગલી ગુસ્સાથી બોલ્યો, "આ તમે શું કરી રહ્યાં છો ?" પથ્થરમારો વધવા લાગ્યો. એટલી વારમાં ત્યાં મસુઆ આવી પહોંચે છે. અને મોગલીને ત્યાંથી ચાલ્યા જવા કહે છે. આ સાંભળી મોગલી પણ મસુઆને આવજો કહી દે છે. મોગલી ગામલોકોને એમની ભેંસો પરત આપી દે છે. તે ગામલોકોને ઉદ્દેશીને જણાવે છે કે, "તમારે મસુઆના પગ ધોવા જોઈએ. એનો આભાર માનો. તેના કારણે તો હું તમને બધાને છોડી દઉં છું. નહીં તો હું કોઈ પણ દિવસે મારા વરુઓની સાથે આવીને તમને સહુને વીણી વીણીને મારત !"

ચંદ્ર ઢળવાનો શરૂ થઈ ગયો હતો. મોગલી અને બંને વરુ ટેકરીના શિખર તરફ જઈ રહ્યાં હતાં. અને એ દરમિયાન વરુ પરિવાર જ્યાં રહેતો હતો એ ગુફા આગળ આવીને તેઓ અટક્યા. મોગલી ગુફાના દરવાજા આગળ આવીને ઊભો રહ્યો અને મોટેથી બોલ્યો, "મા, એ લોકોએ મને માણસોના ટોળામાંથી બહાર કાઢી

મૂક્યો છે. પરંતુ મારા વચનને પૂરું કરવા માટે હું શેરખાનનું ચામડું લઈને પરત ફર્યો છું."

વરુમાતાએ શેરખાનનું ચામડું જોયું. ચામડું જોતાં જ તેમની આંખો ચમકવા લાગી. પછી એમણે કહ્યું, "મોગલી, સરસ કામ કર્યું છે તેં... બહુ સરસ." બઘીરા બોલ્યો, "તારા વિના અમને જંગલમાં એકલુંઅટૂલું લાગતું હતું."

એ પછી બધા એકસાથે ટેકરીના શિખર ઉપર ચઢવા લાગ્યા. જે પથ્થર ઉપર અકીલા બેસીને વરુના ટોળાને હુકમ આપતો હતો ત્યાં મોગલીએ શેરખાનનું ચામડું પાથરી દીધું. હવે તેની ઉપર અકીલાએ પોતાનું સ્થાન જમાવ્યું. એ પછી એણે વરુઓને બોલાવવા માટેનો સાદ પાડ્યો કે બધા વરુ ધીમે ધીમે એકઠા થવા લાગ્યા. એ પછી મોગલી પાથરેલા ચામડા પર કૂદી કૂદીને એવું ગાવા લાગ્યો કે એણે એનું વચન પૂર્ણ કર્યું છે. અકીલા અને મોગલીને ફરીથી નેતા બનવા માટે જણાવવામાં આવે છે. એ વખતે ત્યાં બઘીરા જણાવે છે, "હવે કોઈ તમારો નેતા નહીં બને ! તમે મુક્ત થવા માટે લડાઈ લડી છે. અને હવે તમે ખરી મુક્તિ કે આઝાદી મેળવી છે."

મોગલીએ કહ્યું, "માણસોના ટોળાએ અને વરુના ટોળાએ મને બહાર કાઢી મૂક્યો છે. હવે હું જંગલમાં એકલો જ શિકાર માટે જઈશ."

એટલીવારમાં વરુમાતાના ચાર પુત્રોએ જણાવ્યું, "અને અમે ચાર પણ તારી સાથે શિકાર કરીશું !"

આમ મોગલી ચાર પુત્રોની વાત સાથે સંમત થઈ ગયો. તેણે કહ્યું, "જેવી તમારી ઇચ્છા" એ પછી તે જંગલમાં રહેવા લાગ્યો. જંગલમાં રહીને એણે વરુભાઈઓ સાથે શિકાર કર્યો. જો કે તે હંમેશાં માટે જંગલમાં ન રહ્યો. કેમ કે ઘણાં વર્ષો જંગલમાં રહ્યા બાદ તે ફરીથી માણસ બની ગયો. એ પછી એણે લગ્ન કરી લીધું અને ત્યારબાદ ઘર વસાવી લીધું.

# 5

## વ્હાઇટ સીલ

સંત પોલ ટાપુના ઉત્તર-પૂર્વ બિંદુ કે પોઇન્ટ ઉપર એક જગ્યા આવેલી છે કે જે 'નોવાસ્ટોશના' તરીકે ઓળખાય છે. અહીં જણાવેલી તમામ હકીકતો કે પ્રસંગો કેટલાંક વર્ષો પહેલાંના છે. મને હજી પણ એ પક્ષી યાદ છે કે જેણે મને આખી બીના કહી સંભળાવી હતી. એ પક્ષીનું નામ છે લિમરશિન. વાત જાણે એમ છે કે અમારું વહાણ જાપાન જઈ રહ્યું હતું. એ વખતે મેં એને વહાણના દોરડામાં ફસાયેલું જોયું. તે પાંખો ફફડાવતું હતું. બચવા માટે તે એનાથી બનતા પ્રયત્નો કરતું હતું. જેમ નદી કે દરિયામાં ડૂબતો માણસ જો એકાદ તણખલું પણ ભાળે તો તેને પકડવા કેવો તલપાપડ બની જાય ! બસ, એમ જ પેલું પક્ષી એનો જીવ બચાવવા પ્રયત્ન કરતું હતું.

મને તેની દયા આવી. મને થયું કે એને કોઈ પણ રીતે બચાવવું જોઈએ. મેં એની પાસે જઈને એને નીચે ઉતાર્યું. ત્યારબાદ એને હું મારી ઓરડીમાં લઈ ગયો. મારી ઓરડીમાં એકદમ હૂંફાળું વાતાવરણ હતું. જ્યારે તે ફસાયું હતું એ જગ્યાએ એકદમ ઠંડુંગાર વાતાવરણ હતું. ઓરડીમાં આવતાં જ એને હૂંફનો અનુભવ થયો. એણે એની પાંખો સ્થિર કરી. મારી સામે ટગરટગર જોવા લાગ્યું. અમે અમારા વહાણમાં પૂરતો ખોરાક ભર્યો હતો. મેં એને થોડા દિવસો સુધી મારી સાથે રાખ્યું. જમવાનો સમય થાય એટલે હું એને ખોરાક આપતો. એને સંત પોલ ટાપુ પર પરત જવાનું હતું. જો કે એ માટે એ સક્ષમ હોય એ જરૂરી હતું. એટલે મેં એને થોડા દિવસો મારી સાથે રાખીને, પૂરતો ખોરાક આપીને સક્ષમ બનાવી દીધું હતું.

લિમરશિન ખરા અર્થમાં એક અનોખું પક્ષી હતું. સાચી વાતને કેવી રીતે રજૂ કરવી એ તેને સરસ રીતે આવડતું હતું એ મેં જોયું અને અનુભવ્યું પણ ખરું. નોવાસ્ટોશના એક એવી જગ્યા છે કે અહીં કોઈ યોગ્ય પ્રયોજન કે હેતુ વિના આવતું જ નથી. ઉનાળાની ઋતુ શરૂ થાય છે કે તરત જ દરિયામાંથી અનેક સીલ કિનારા પર આવી પહોંચે છે. સીલ એટલે કે એક દરિયાઈ પ્રાણી. એ આમ તો માછલી જેવું દેખાય છે પણ માછલી નથી. તેના શરીર પર રુવાંટી જોવા મળે છે.

નોવાસ્ટોશનાનો દરિયાકિનારો એટલે સીલલોકો માટેની એકદમ સુંદર અને આરામદાયક જગ્યા. અહીં આપણે સી કેચ વિશે જાણીએ. સી કેચ એ બીજું કોઈ નહીં પણ એક દરિયાઈ પ્રાણી છે. એટલે કે સીલ છે. સીલ પરિવારમાં, સી કેચ પરિવારના વડા છે. તેમની વય પંદર વર્ષ છે. તેમની ગરદન પર રુવાંટી છે. તેમના દાંત કૂતરાના દાંત જેવા તીક્ષ્ણ છે.

જાણી લઈએ કે સીલના તરવા માટેના અવયવને ફ્લિપર કહેવાય છે. જ્યારે સીલપિતા એટલે કે સી કેચ તેમના શરીરને ઊંચે કરતા ત્યારે તે લગભગ ચાર ફૂટ કરતાં પણ વધારે ઊંચા થતા હતા. તેમનું વજન સાતસો રતલ હતું.એમના શરીર પર લડાઈ કરવાને કારણે જખમના નિશાન ઊપસી આવ્યા હતા. જો કે એમની એક લાક્ષણિકતા એ હતી કે તેઓ ગમે તેટલા ઘવાયેલા હોય પણ હંમેશાં વધુ એક લડાઈ લડવા માટે તૈયારી બતાવતા. તેમની શિકાર કરવાની રીત એકદમ જુદી હતી. તેઓ તેમનું માથું એકતરફ રાખતા પછી વીજળી ત્રાટકે એમ જ અન્ય સીલના ગળા પર આક્રમણ કરતા.એ પછી એમના તીક્ષ્ણ દાંત સીલના ગળા પર બેસાડી દેતા. જખમી સીલનો એમણે ક્યારેય શિકાર કર્યો નહોતો.

દરિયાકિનારાના કાયદા કે નિયમો અનુસાર એમ કરવું અયોગ્ય કે નિયમોની વિરુદ્ધ કહેવાતું હતું. સી કેચને દરિયાકિનારા પાસે નર્સરી માટે જગ્યા જોઈતી હતી. અન્ય સીલ પણ આના માટે શિકાર એટલે કે હન્ટિંગ કરી રહ્યાં હતાં એટલે આ જગ્યા ભારે ભીડભાડવાળી અને કોલાહલવાળી હતી.

સી કેચની વાત કરીએ તો એમણે એમની પિસ્તાળીસમી લડાઈ પૂર્ણ કરી હતી. એમણે આ લડાઈ પૂર્ણ કરી હતી અને દરિયામાંથી એમની પત્ની કે જેનું નામ મટકા હતું તે બહાર આવે છે. મટકાનો સ્વભાવ નમ્ર અને માયાળું હતો. સી કેચ એને જોતાં જ એની પાસે પહોંચી જાય છે અને એને ગરદનના ભાગથી પકડે છે. ત્યારબાદ તેને દરિયાકિનારે લાવીને જમીન પર મૂકે છે. એ પછી તેને કહે છે, "દર વખતની જેમ આ વખતે તું મોડી આવી છે. ક્યાં હતી અત્યાર સુધી ?" સી કેચનો સવાલ સાંભળી મટકા શાંતચિત્તે જવાબ આપે છે, "તમે કેટલા સારા છો ! તમને મારી ચિંતા છે. અન્ય વિશે સારું વિચારનારા તમે મને ખૂબ વ્હાલા છો. હું જોઈ રહી છું કે તમે ફરી વખત જૂનું સ્થળ પસંદ કર્યું છે."

સી કેચે કહ્યું, "મારી તરફ નજર નાંખ" મટકાએ સી કેચ તરફ જોયું. સી કેચના શરીર પર ઠેકઠેકાણે કાપા પડેલા હતા. તેના શરીર પર કુલ વીસ જગ્યાએથી લોહી નીકળતું હતું. તેની એક આંખ તો લગભગ બહાર નીકળી જવા પામી હતી. આ જોઈ મટકાએ એના પાછળના ફ્લિપર્સ હલાવ્યા. આ ફ્લિપર્સ એટલે એક પ્રકારનો અવયવ કે જેનાથી સીલ દરિયામાં તરી શકે છે. એ પછી તે સી કેચને કહેવા લાગી, "તમે વાકેફ ન રહ્યાં એટલે આવી દશા થઈ ને! મને લાગે છે કે તમે દરિયામાં ખતરનાક વહેલ સાથે ઝપાઝપી કરી હોવી જોઈએ; તો જ આટલા બધા જખમ ઊપસી આવે! "

મે મહિનો શરૂ થયો અને સી કેચે લડાઈ આરંભી દીધી હતી. આ મહિનામાં દરિયાકિનારો અનેક સીલને લઈને ભરચક જોવા મળતો. દરિયાકિનારા પરના સી કેચના નિવાસ કે રોકાણ દરમિયાન તે લગભગ સો જેટલા અન્ય સીલને મળી ચૂક્યો હતો. તેણે તેની પત્ની મટકાને સવાલ કર્યો, "આ લોકો પોતે જ્યાંથી આવે છે ત્યાં કેમ નહીં રહેતા હોય ?" મટકાએ સી કેચનો સવાલ સાંભળ્યો પછી આજુબાજુ જોવા લાગી. પછી કહ્યું, "મેં કેટલીય વખત વિચારી જોયું છે કે આપણે જો અહીં ન આવ્યા હોત ને ઓટર ટાપુ પર ગયા હોત તો વધારે આનંદ અને ઉલ્લાસથી રહી શક્યા હોત ! અહીં તો સીલનાં ટોળેટોળાં જ દેખાય છે."

સી કેચ પત્ની મટકાને કહે છે, "ઓટર ટાપુ પર માત્ર સ્વતંત્રપણે રહેનાર સીલ જ જાય છે."

એ પછી સી કેચ પોતાનું માથું જાડા ખભા વચ્ચે ગોઠવીને થોડા સમય માટે આરામ કરવા જતા હોવાનો ડોળ કરે છે. એ દરમિયાન તે જગ્યા પર અનેક સીલ તેમની પત્ની સાથે દરિયાની બહાર એટલે કે જમીન વિસ્તાર ઉપર આવી પહોંચ્યા હતા. દરિયાકિનારા પર ઠંડો પવન ફૂંકાઈ રહ્યો હતો. દરિયામાં મોજાં ઊછળી રહ્યાં હતાં. અહીં લગભગ દસ લાખથી વધુ સીલનો મેળાવડો જામ્યો હતો. તમામ વયના સીલ અહીં હાજર હતા. જેમ કે ઘરડાં સીલ, સીલમાતાઓ, નાનાં બચ્ચાં વગેરે. બધાં અંદરોઅંદર મારામારી કરી રહ્યાં હતાં. કેટલાક સીલ માત્ર રમત રમતા હતા. કેટલાક સીલ ભેગાં મળી જૂથ બનાવીને એકસાથે દરિયામાં ખાબકીને દૂર દૂર સુધી જતા હતા. એ પછી એમના માથાનો ભાગ પાણીની બહાર કાઢી એકદમ આશ્ચર્ય જન્માવતા હતા.અહીં મોટા ભાગે ધુમ્મસમય વાતાવરણ રહેતું હતું.

ખેર, મટકાને કોટિક પ્રત્યે ખૂબ મમતા હતી. તમામ સીલમાતા એમનાં સંતાનો સમક્ષ જે ગીત ગાતી હતી તે ગીત મટકાએ કોટિક સામે ગાયું. જોકે કોટિકને ગીતના શબ્દો સમજાયા નહોતા. ગીતમાં એવા મતલબની વાત કરવામાં આવી હતી કે સીલ બચ્ચાએ ક્યારેય પોતે છ અઠવાડિયાનો ન થાય ત્યાં સુધી દરિયાના ઊંડા પાણીમાં તરવાનો પ્રયાસ કરવો જોઈએ નહીં. કોટિકને એવી પણ ચેતવણી આપવામાં આવી હતી કે વહેલ માછલીથી સાવધ રહેવું. આ પ્રકારની માછલી કોઈ પણ સીલ માટે ખૂબ જ ખતરનાક સાબિત થાય છે.

મટકાની વાત કરીએ તો કહેવું પડે કે એને દરિયાના પાણીમાં ડૂબકી મારીને શિકાર કરવાની આદત હતી. કોટિકને દરરોજ નહીં પણ બે દિવસમાં એક વખત ખોરાક પૂરો પાડવામાં આવતો હતો. મટકા પાણીમાં જતી અને કોઈ શિકાર શોધી લાવતી એ પછી તેનો આહાર તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો. દરિયાકિનારેથી થોડે દૂર આવેલા વિસ્તાર કે પ્રદેશમાં કોટિકને એની ઉંમરના અનેક બાળસીલનો ભેટો થયો હતો. પ્રારંભે તો એ નાના બાળકની જેમ થોડુ થોડું ખસતા શીખ્યો હતો. એ પછી જે રીતે કુરકુરિયાં રમે તેમ

તે અન્ય બાળસીલ સાથે રમતો હતો. નાના સીલની વાત કરીએ તો કહેવું પડે કે તેઓ મોટા સીલની જેમ ઝડપથી અને વધારે અંતર સુધી તરી શકતા નથી. જ્યાં સુધી તેઓ તરતા શીખતા નથી તેમને મજા આવતી નથી. તેઓ સંપૂર્ણ પણે ખુશ રહી શકતા નથી. તરવાનું આવડી ગયા પછી તેઓ વીજળીવેગે અહીંથી તહીં ભાગ્યા કરે છે. જ્યારે કોટિક પ્રથમ વાર દરિયાના પાણીમાં તરવા માટે ગયો હતો ત્યારે એક દરિયાઈ મોજું એને દૂર દૂર ઢસડી ગયું હતું. એ વખતે મટકાએ એણે ગાયેલા ગીતમાં જે પ્રમાણે વર્ણવ્યું હતું એ પ્રમાણે બન્યું હતું. મતલબ કે કોટિકનું માથું પાણીની અંદર ડૂબેલું રહ્યું હતું જ્યારે પાછળના ફ્લિપર્સ એટલે કે તરવા માટેના અવયવ ઉપર આવી ગયા હતા. જો કદાચ એ પછીનું એટલે કે આગામી દરિયાઈ મોજું તેને પાછો ફેંકત નહીં તો તે પાણીમાં ડૂબી જાત!

આ ઘટના બાદ તેણે દરિયાકિનારા પર આડા પડ્યા રહેવાની આદત વિકસાવી હતી. જ્યારે કોઈ ખાસ કામ ન હોય ત્યારે તે દરિયાકિનારા ઉપરની ભીની જમીન પર આડો પડ્યો રહેતો હતો. હા, તે તેની બંને આંખો ખુલ્લી રાખતો. રખેને ક્યાંક વીજળી વેગે દરિયાઈ મોજું આવે અને એને અંદર તાણી જાય ! કોટિક તરવાના કૌશલ્યમાં જોઈએ એટલો કાબેલ નહોતો બન્યો અને એટલે આવી સ્થિતિમાં ભયંકર દરિયાઈ મોજું એનો પ્રાણ હરી લે એ સંભાવના ભારોભાર વરતાતી હતી.

ઑક્ટોબર મહિનાના અંતમાં તમામ સીલે સંત પોલ ટાપુને આવજો કહી દીધું હતું. રમવાની જગ્યા કે મેદાન અથવા તો નર્સરી પર હવે કોઈ પણ પ્રકારનો કોલાહલ સંભળાતો નહોતો. હા, એટલું ખરું કે સ્વતંત્ર રીતે રહેનારા સીલ તેમને જ્યાં ગમે ત્યાં રમત રમતા હતા. મટકાએ કોટિકને કહ્યું, "આવતે વર્ષે તું પણ આ લોકો જેવો બની જઈશ. જોકે તારે માછલીને પકડવાનું કાર્ય તો શીખવું જ પડશે." એ પછી બંને જણ પેસિફિક સાગરના પ્રવાસે નીકળ્યા. માતા મટકાએ કોટિકને તરવાની તાલીમ પૂરી પાડી. કોટિકને દરિયાના પાણીમાં તરવાનો એક અનોખો અનુભવ થયો. તરતી વખતે કેવા કેવા અનુભવ થાય તે પણ તેને જાણવા મળ્યું. એ દરમિયાન મટકાએ

કોટિકને કહ્યું, "ખૂબ ટૂંકા ગાળામાં તને ખબર પડી જશે કે ક્યાં તરવાનું છે અને ક્યાં તરવાનું નથી. હમણાં તો આપણે સી પિગને અનુસરવાનું છે."

જાણી લઈએ કે આ સી પિગ એટલે બીજું કશું નહીં પણ વહેલના વર્ગનું એક દરિયાઈ પ્રાણી. આ પ્રાણીનું આખું જૂથ કે ટોળું દરિયાના શીતળ પાણીમાં ડૂબકી લગાવી રહ્યું હતું. કોટિકની નજર તેમના ઉપર પડી. તેણે તેમને અનુસરવાનું ચાલુ રાખ્યું. થોડી વાર રહીને તેણે પૂછ્યું, "ક્યાં જવું જોઈએ એની તમને કઈ રીતે ખબર પડે છે ?" વહેલના વર્ગના પ્રાણીનું જૂથ દરિયામાં સફર કરી રહ્યું હતું. આ જૂથમાંના એક વડા પ્રાણીને કોટિકનો સવાલ સંભળાયો. આમ તો જૂથમાંનાં બધાં પ્રાણી કોટિકને સાંભળી રહ્યાં હતા. પણ વડાએ કોટિકના સવાલનો જવાબ આપવાનું યોગ્ય માન્યું. તે કહેવા લાગ્યું, "મારી પૂંછડીના ભાગે કશુંક ભોંકાઈ રહ્યું છે. હું માનું છું કે ચોક્કસપણે મારી પાછળ ભયંકર તોફાન આવી ચડ્યું છે. તું મારી સાથે આવી જા."

કોઈ પણ સીલ જ્યારે દરિયાના પાણીમાં તરવા માટે દાખલ થાય છે ત્યારે તેને એક બાબતનું ખાસ ધ્યાન રાખવું પડે છે. કોઈ પણ સીલ જ્યારે દરિયામાં દક્ષિણ દિશામાં તરે છે ત્યારે એના પાછળના ભાગમાં એટલે કે પૂંછડીના ભાગમાં કશુંક ભોંકાતું હોય તો એણે તરત જ સચેત થઈ જવું જોઈએ. એણે પોતાની દિશા બદલીને ઉત્તર તરફ પ્રયાણ કરવું પડે છે. મટકાએ તેને કોડ અને હેલીબુટ નામની માછલીનાં નામ સૂચવ્યાં હતાં અને એમને અનુસરવાનું પણ કહ્યું હતું. માતાના કહેવા પ્રમાણે તે એમને અનુસરતો હતો.

જુઆન ફર્નાન્ડિઝ ટાપુથી થોડે દૂર હૂંફાળું પાણી વહેતું હતું. એક દિવસ કોટિકે ત્યાં આરામ ફરમાવ્યો. તેણે આખો દિવસ બેચેની અને આળસ અનુભવ્યા હતા. જેમ કોઈ માણસને તમામ સગવડ પૂરી પાડવામાં આવે અને એને સહેજ પણ મહેનત ન કરવી પડે એવી સ્થિતિમાં કોઈ એક તબક્કે તો એ કંટાળી જાય, બસ એમ જ કોટિક સાથે થયું હતું. એ વેળા એને નોવાસ્ટોશના ટાપુની યાદ આવી હતી. એ જે જગ્યાએ આરામ કરી રહ્યો હતો ત્યાંથી

નોવાસ્ટોશના ટાપુ સાત હજાર માઇલ દૂર આવેલો હતો. તેને એના સાથીમિત્રો જે રમત રમતા હતા તે રમતો યાદ આવી ગઈ હતી. તેને દરિયામાં ઊગતી વનસ્પતિની એક અલગ પ્રકારની સુવાસ યાદ આવવા લાગી હતી. સીલ જેવો અવાજ કરે એવો અવાજ તેને સ્મરી આવ્યો. સીલલોકો અંદરોઅંદર જે મારામારી કરે તે મારામારીનાં દૃશ્યો પણ તેને યાદ આવવા લાગ્યાં. એ પછી એણે ઉત્તર દિશા તરફની વાટ પકડી અને તરવાનું ચાલુ રાખ્યું. રસ્તામાં એને કેટલાક સાથી મિત્રોનો પણ ભેટો થયો. કોટિકને જોતાં જ એ લોકોએ એને આવકાર આપ્યો, કોટિકને સારું લાગ્યું. આ સાથી મિત્રો હોલ્યુસચિકી એટલે કે સ્વતંત્ર રહેનારા સીલ હતા. કોટિકના શરીર પરની રુવાંટી એ લોકોના ધ્યાનમાં આવે છે. એ અંગે તેઓ સવાલ પણ કરે છે. કોટિકની રુવાંટી કે ચામડી જે કહો તે, સફેદ થઈ જવા પામી હતી. આ બાબતનો તેને ગર્વ રહ્યાં કરતો હતો. તેણે પેલા સાથી મિત્રોને ઉદ્દેશીને જણાવ્યું, "તમે ઝડપથી તરવાનું રાખો. કેમ કે મારે વહેલી તકે કિનારે પહોંચવું છે. "

આમ કહ્યા બાદ બધી સીલે ઝડપથી તરવાનું રાખ્યું. સીલ તરતા જાય અને પાછળ પાણી કપાતું જાય. મતલબ કે પાણીમાં લિસોટા પડતા જાય. થોડી વારમાં તેઓ દરિયાકિનારે આવી પહોંચ્યા. કોટિકે એ લોકોને ઝડપથી તરવાનું ન કહ્યું હોત તો તેઓ જલદીથી કિનારે પહોંચી શકત નહીં. એ વખતે ઉનાળાનો સમય હતો. કિનારે આવ્યા બાદ તેમણે જોયું કે આસપાસનું વાતાવરણ ભારે ધુમ્મસથી ઘેરાયેલું હતું. એ રાત્રે કોટિકે પાણી ઉપર નાચ કર્યો. તેની સાથે નાના સીલ પણ નાચતા હતા. ઉનાળાની રાત્રે નોવાસ્ટોશનાથી લઈને છેક લુકાનોન ટાપુ સુધી દરિયો પાણીથી ભરપૂર રહેતો હતો. કોટિકને જ્યારે પૂછવામાં આવ્યું કે તેના શરીર પરની રુવાંટી કેવી રીતે આવી ત્યારે તેણે કહ્યું હતું કે તે એની મેળે ઊગવા માંડી હતી. કોટિક એનો અવાજ વધારવા જાય છે કે કેટલાક માણસો રેતીના ઢગ પાછળથી કોટિકની સામે આવી જાય છે ! એ માણસોના વાળ કાળા હતા. આવા માણસો કોટિકે પહેલાં ક્યારેય જોયા નહોતા. તે પોતાની જાતને સંતાડવા માટે માથું નીચું કરી દે છે. સ્વતંત્ર રીતે

રહેનારા સીલ પણ થોડા ઉચાળા ભરીને સ્થિર થઈ બેસી જાય છે. અહીં સીલનો શિકાર કરનારો કેરિક બુટરિન આવી પહોંચ્યો હતો. તેની સાથે તેનો છોકરો પાટલામોન પણ હતો. સી નર્સરી એટલે કે નાના સીલ જ્યા રમે તે જગ્યા. રમતનું મેદાન પણ કહી શકાય. આ સી નર્સરીની નજીકમાં જ આવેલા એક ગામમાંથી બંને આવ્યા હતા. પાટલામોન બોલે છે, "અરે, ત્યાં તો વ્હાઇટ સીલ છે." આ સાંભળી તેનો પિતા કેરિક બુટરિન કહે છે, "પાટલામોન, એને સ્પર્શ કરતો નહીં. મને ખબર છે કે જ્યારથી હું જન્મ્યો ત્યારથી અહીં વ્હાઇટ સીલ જેવું કશું જ મારા ધ્યાનમાં નથી આવ્યું."

પાટલામોને કહ્યું, " હું તેની નજીક નથી જઈ રહ્યો."

"તે કમનસીબ છે." પાટલામોને કહ્યું.

કેરિક કહે છે, "ચાર વર્ષના સીલના ટોળાથી તારું માથું દૂર રાખ. માણસોને એક દિવસમાં બસો ચામડા ઉતારવાની ફરજ પાડવામાં આવે છે. આ હજી મોસમની શરૂઆત છે. વળી, તેઓ આ કામ કરવા માટે તદ્ન નવા છે." પાટલામોન ચતુર હતો. એણે હોલ્યુસચીકી એટલે કે સ્વતંત્ર રહેનારા સીલના ટોળા સાથે સીલના ખભાના ભાગના હાડકાં ખટખટાવ્યાં. હાડકાંનો અવાજ સંભળાતા જ સોપો પડી ગયો. પાણી ઉપર પરપોટા દેખાતા બંધ થઈ ગયા. ત્યારબાદ પાટલામોને કદમ આગળ વધાર્યા. અને આગળ વધવા લાગ્યો. અને સીલે ખસવાનું શરૂ કર્યું. કેરિક એ બધા સીલને દરિયાકાંઠાથી દૂર દોરી ગયો. ત્યારબાદ તેમને તેમના સાથી મિત્રો પાસે લાવવામાં ન આવ્યા. કેટલાય સીલ એમની આંખોથી જોઈ રહ્યા હતા કે હોલ્યુસચીકી સીલને હંકારીને લઈ જવામાં આવી રહ્યા હતા. એમણે કશું કર્યા વિના એમનું રમવાનું કાર્ય ચાલુ રાખ્યું. કોટિક એક એવો સીલ હતો કે જેણે હોલ્યસચીકી સીલને અનુસરવાનું શરૂ કર્યું. મતલબ કે તે પેલા સીલલોકોના ટોળાની પાછળ પાછળ જવા લાગ્યો. પેલા સીલ તો રમતમાં તલ્લીન થઈ ગયા હતા. પાટલામોને ધીમેથી કહ્યું, "વ્હાઇટ સીલ આપણી પાછળ આવે છે. આવું પહેલી વાર બની રહ્યું છે કે કોઈ સીલ કોઈની સાથે આવવાને બદલે એકલી કિલિંગ ગ્રાઉન્ડ તરફ આવી રહી છે."

જાણી લઈએ કે આ કિલિંગ ગ્રાઉન્ડ એટલે કે એ જગ્યા કે જ્યાં સીલના શરીર ઉપરથી ચામડુ ઉતારવામાં આવતું હતું. આ જગ્યા પર સીલને લાવવામાં આવતી અને ત્યારબાદ તેના શરીર પરથી ચામડું ઉતારી દેવામાં આવતું. પાટલામોનની વાત સાંભળી કેરિકે કહ્યું, "સારું, હવે વારેઘડીએ પાછળ જોવાનું રાખીશ નહીં." કિલિંગ ગ્રાઉન્ડ તરફ જવા માટેનું અંતર માત્ર અડધા માઇલનું હતું, જોકે ત્યાં પહોંચતાં એક કલાક થઈ જવા પામ્યો હતો. કેરિકને ખબર હતી કે જો સીલ ખૂબ જ ઝડપથી ત્યાં પહોંચી જાત તો તેમને સૂરજના તડકાની ઝાળ લાગત અને એથી એમની રુવાંટી પર ડાઘા પડી જાત ! તે એવું નહોતો ઇચ્છતો કે સૂર્યના તાપથી સીલની ચામડી કે રુવાંટી કાળી પડી જાય. અને એટલે તેઓ ત્યાં જાણી બૂઝીને મોડા પહોંચ્યા હતા. કોટિક પાણીની અંદર તરી રહ્યો હતો. તેને એવું આશ્ચર્ય થયું કે ક્યાંક દુનિયાનો છેડો તો નથી આવી ગયો ને! એ પછી કેરિકે એક ઘડિયાળ કાઢ્યું. સીલના ટોળાને ત્રીસ મિનિટ સુધી એમ ને એમ રહેવા દીધું. એ પછી એ જગ્યા પર લગભગ બારેક જેટલા માણસો આવી પહોંચ્યા. તેમના હાથમાં પાંચ ફૂટ લાંબી લોખંડની ગદા હતી. કેરિક ત્યાં જ હતો. માણસો આવી પહોંચ્યા હતા એટલે એણે ટોળાની એક-બે સીલ સામે આંગળી ચીંધી. આ સીલ ઘવાયેલી એટલે કે ઈજા પામેલી હતી. આ માણસોના પગના જોડાં એક દરિયાઈ પ્રાણીના ચામડામાંથી બનેલા હતા. આ માણસોએ એમના જોડા વડે સીલને લાત મારી. એ પછી એમણે સીલના માથાના ભાગે જોરથી ગદા ફટકારી. એ પછી દસ મિનિટ બાદ કોટિક એના મિત્રોને ઓળખી શકવા માટે સમર્થ નહોતો !

આપણે સમજી શકીએ છીએ કે એ દસ મિનિટની અંદર શું થયું હશે. સીલની ચામડી કે રુવાંટી એમના શરીર પરથી ઉતારી કાઢવામાં આવી હતી. કોટિક માટે આટલું પૂરતું હતું. એ ઝટઝટ પાછો વળ્યો અને દરિયામાં ડૂબકી મારી અંદર ચાલ્યો ગયો. તેની મૂછો ભયને કારણે ટટ્ટાર થઈ જવા પામી હતી. તે ઉદાસ થઈ જવા પામ્યો હતો. અને આ દશામાં તે કહેતો હતો, "હું એકલો થઈ ગયો. હું હવે એકલો પડી ગયો છું. એ લોકો બધા જ દરિયાકિનારે

રહેનારા સ્વતંત્ર રહેનારા સીલને મોતને ઘાટ ઉતારી રહ્યાં છે." એ પછી એનો ભેટો સી લાયન (સીલની એક જાત) સાથે થાય છે. એ બંને વચ્ચે વાતચીત થાય છે. કોટિક સી લાયનને વિગતે વાત કરે છે. એ વાતચીત દરમિયાન જ કોટિકના દિમાગમાં એક પ્રશ્ન ઊભો થાય છે. તે પૂછે છે, "એવો ટાપું હોઈ શકે કે જ્યાં ક્યારેય કોઈ માણસ આવે જ નહીં ?" આ સવાલના જવાબમાં સી લાયન કહે છે, "મારી વાત કરું તો હું છેલ્લાં વીસ વર્ષથી હેલીબુટ (એક મોટી ચપટી માછલી)ને અનુસરું છું. હું હજી સુધી એવું કહી શકતો નથી કે આવો કોઈ ટાપુ છે કે નહીં. પરંતુ આ તરફ નજર કર. મને લાગે છે કે તને સારા લોકો સાથે વાતચીત કરવાનો શોખ છે. વોલરસ ટાપુ પર તારે જવું પડશે. ત્યાં જઈને તું સી વિચને મળે તો એ તને કાંઈ કહી શકે એમ છે."

આ સી વિચ એટલે કે લાંબા દાંતવાળું દરિયાઈ પ્રાણી. સી લાયન કોટિકને સી વિચને મળવાનું સૂચવે છે. એ પછી તે કોટિકને નજીક બોલાવીને ઉમેરે છે, "એકદમ જ ત્યાં ધસી જતો નહીં. કેમ કે એ જગ્યા કે સ્થળ નજીકમાં નથી બલકે ઘણી દૂર છે. તારે છ માઇલ જેટલું અંતર કાપીને ત્યાં પહોંચવું પડશે." કોટિકને એમ પણ જણાવવામાં આવ્યું હતું કે એણે થોડો આરામ કરતાં કરતાં ત્યાં પહોંચવાનું છે. તેને સી લાયનની સલાહ પસંદ આવી ગઈ. તેણે એ પ્રમાણે કરવા માંડ્યું.

લાંબા પ્રવાસ બાદ તે સી વિચને મળી શક્યો. આ દરિયાઈ પ્રાણી ખૂબ મોટું હતું. તે સૂઈ રહ્યું હતું. કોટિક તેની સાવ નજીક પહોંચી ગયો. એ પછી મોટા અવાજે એને કહ્યું, "ઊઠ."

એ વેળા ગુલ્સ (દરિયાઈ પક્ષીઓ) કલરવ કરી રહ્યાં હતા. હા..હો...હમ્પ...કરતુંક ને સી વિચ નામનું દરિયાઈ પ્રાણી જાગી ગયું. એ પછી એ એના દાંત વડે અન્ય વોલરસ (લાંબા દાંતવાળું દરિયાઈ પ્રાણી)ને પણ જગાડે છે. એવું કરતાં લાંબા દાંતવાળાં ઘણાં બધાં દરિયાઈ પ્રાણીઓ વારાફરતી ઊઠવાં લાગ્યાં. બધાં ઊઠવાં લાગ્યાં એટલે કોટિકને સારું લાગ્યું. હવે બધા મને સાંભળી શકશે, કોટિકે વિચાર કર્યો. એ પછી કહેવા લાગ્યો, "મને ઓળખ્યો ! હું કોટિક

છું." એ પછી લાંબા દાંતવાળાં બધા પ્રાણીઓ તેની તરફ જોવા લાગ્યાં. "સીલ માટે એવી કોઈ જગ્યા નથી કે જ્યાં તેઓ નિરાંતે રહી શકે ! એવી જગ્યા કે જ્યાં માણસો ક્યારેય ન આવે ! ?" કોટિકે પૂછ્યું. સી વિચ અને એના સાથીઓ કોટિકને જોઈ રહ્યાં.

જેમ કોઈ મુસાફર માર્ગ ભૂલ્યો હોય અને કોઈને માર્ગ બતાવવા આજીજી કરે અને પેલો માણસ એને સાચો માર્ગ બતાવવાને બદલે જાકારો દે એવી હાલત કોટિકની થઈ. તેના કિસ્સામાં 'પારકી આશા સદા નિરાશા' કહેવત સાચી પડી હતી. સી વિચે પ્રથમ એની આંખો બંધ કરી અને એ પછી કોટિકને સંભળાય એ રીતે કહ્યું, "ચાલ્યો જા અહીંથી. અમારી પાસે તારી સાથે વાત કરવાનો સમય નથી. તારી જાતે શોધતો હોય તો શોધી કાઢ."

આટલું સાંભળ્યા બાદ કોટિકે ડોલ્ફિન માછલી જેવો કૂદકો મારે એવો ઊંચો કૂદકો હવામાં માર્યો. એ પછી એનામાં જેટલી શકિત હતી એ બધી શક્તિનો ઉપયોગ કરીને જોરથી કહેવા લાગ્યો, "ક્લેમ- ઇટર ! ક્લેમ-ઇટર !" ક્લેમ એટલે કે છીપવાળી ખાદ્ય માછલી. આ સી વિચ અને અન્ય દરિયાઈ પ્રાણીઓ આ પ્રકારની માછલીનો ખોરાક તરીકે ઉપયોગ કરે છે. જ્યારે સી વિચે કોટિકને મદદ કરવાની ના પાડી ત્યારે તે તેને છીપવાળી ખાદ્ય માછલી કહીને સંબોધે કે બોલાવે છે. તે જાણતો હતો કે સી વિચે એની આખી જિંદગીમાં ક્યારેય માછલી પકડી નહોતી. પરંતુ ભૂખ લાગે ત્યારે તે દરિયાઈ વનસ્પતિ અને છીપવાળી માછલી પર આધાર રાખનારું પ્રાણી હતું. એ પછી કોટિક વિચાર કરવા લાગ્યો કે હવે શું કરવું ? તેણે તેના તરવા માટેના અવયવને કામે લગાડ્યા. તેને નોવાસ્ટોશના તરફ પરત ફરવાનો વિચાર આવ્યો. દરિયાઈ પક્ષીઓના કલશોરને એક તરફ છોડતાં તેણે નોવાસ્ટોશનાની વાટ પકડી. તેને ખૂબ દુઃખ થયું હતું. કેમ કે ત્યાં તેની લાગણી સમજનારું કોઈ નહોતું. બધા જ સીલ સલામત અને શાંતિથી રહી શકે એવા એક ટાપુની શોધમાં તે ભટકી રહ્યો હતો. અને એવા સમયે એના આ પ્રયત્નને બિરદાવવાને બદલે બધા મોં ફેરવી લેતા હતા. બધેથી એને એક જ વાત સાંભળવા મળી હતી કે માણસો સ્વતંત્ર રહેનારા

સીલને હંકારી જતા હતા. સીલને હંકારી જવા અને એ પછી એના શરીર ઉપરનું ચામડું ઉતારવું એ માણસોના રોજિંદા કામનો એક હિસ્સો હતો. તેને એમ પણ કહેવામાં આવ્યું હતું કે જો એને ચામડું ઉતારવાની પ્રક્રિયા જોવી ગમતી નહોતી તો તેણે ત્યાં જવું જોઈતું નહોતું. કોટિક અને અન્ય સીલમાં તફાવત એ હતો કે અન્ય સીલે ક્યારેય આ પ્રક્રિયા જોઈ નહોતી જ્યારે કોટિકે તો એની સગી આંખે આ બધું જોયું હતું.

સી કેચ એટલે બીજું કોઈ નહીં પણ કોટિકના પિતા. પોતાના પુત્રના આવાં સાહસભર્યાં કાર્યો વિશે જાણ્યું એટલે એમણે કહ્યું,"બેટા, તારે તારા પિતાની માફક મોટા અને મજબૂત બનવું પડશે." માતા મટકા કોટિકને કહે છે, "સીલને મોતને ઘાટ ઉતારવાનું કેટલાંય વર્ષોથી ચાલ્યું આવે છે. આ ખરાબ અને અયોગ્ય કાર્યને તું કદાચ ક્યારેય અટકાવી શકશે નહીં. મારું માન તો તું અત્યારે જ દરિયામાં ચાલ્યો જા અને તારી મસ્તીમાં જીવન પસાર કર." માતા મટકાની સલાહ સાંભળી કોટિક દરિયાના ઠંડા પાણીમાં ચાલ્યો જાય છે. એ વખતે શરદઋતુ ચાલી રહી છે. એણે જેમ બને તેમ એ દરિયાકિનારો છોડી દીધો હતો. એ પછી એના મનમાં જે પ્રમાણેનું આયોજન હતું એ પ્રમાણે એકલો સ્થિર થઈ ગયો. એને સી કાઉ નામના દરિયાઈ પ્રાણી વિશે જાણકારી મળી હતી. એના કાને આ પ્રાણી વિશે વાત આવી હતી. તે આ પ્રાણીની શોધમાં હતો. એના મનમાં એક સરસ મજાનો દરિયાકિનારો રમતો હતો. એ એવા દરિયા કિનારાની કલ્પના કરી રહ્યો હતો કે જ્યાં ચોતરફથી ઠંડો પવન વહેતો હોય અને વાતાવરણ પણ શાંત હોય. જે જગ્યા પર કોઈ માણસ આવી શકે નહીં એવા સ્થળની શોધમાં તે લાગી ગયો હતો. સી કાઉ એક એવું દરિયાઈ પ્રાણી હતું કે જેની પાસેથી આવા કોઈ સ્થળ અંગેની જાણકારી કે બાતમી મળી શકવાની શક્યતા હતી. કોટિકે એના પ્રવાસની શરૂઆત પેસિફિક મહાસાગરના ઉત્તર છેડાથી કરી. ઉત્તરથી દક્ષિણ તરફ તે ઘૂમી રહ્યો. એક દિવસ અને એક રાત્રિના સમયગાળા દરમિયાન તે લગભગ ત્રણસો માઇલ જેટલું અંતર કાપતો હતો. તેના તરવા માટેના જે અવયવો હતા તે થાકી ગયા હતા. જોકે

આવી પરિસ્થિતિમાં પણ તે તેનું તરવાનું કાર્ય ચાલુ રાખી શકતો હતો. વિશાળ મહાસાગરમાં એને અનેક મોટી માછલીનો ભેટો થયો. એક મોટી માછલીની ચુંગાલમાંથી તે ધીમે રહીને છટકી જવા પામ્યો હતો. હજી સુધી તેને સી કેચનો પત્તો લાગ્યો નહોતો. મતલબ કે એને સી કેચની ભાળ મળી નહોતી. એને એલ્બાટ્રોસ નામના એક લાંબા દરિયાઈ પક્ષીનો ભેટો થયો. તેણે કોટિકને કેરગ્યુએલન ટાપુ પર જવા કહ્યું. કોટિક તેની સલાહ માની ત્યાં ગયો પણ સી કેચનો ભેટો થઈ શક્યો નહીં.

અલબત્ત એણે સી કેચને શોધવાનું કાર્ય ચાલુ રાખ્યું હતું. એ શું કરતો હતો? દર વર્ષે ચાર મહિનાનો વિરામ નોવાસ્ટોશના ખાતે લેતાં તેણે આ શોધખોળનું કાર્ય ચાલુ રાખ્યું હતું. સી કાઉની શોધ કરી, એના કાલ્પનિક ટાપુની શોધમાં જ્યારે તે અથાગ પ્રયાસ કરી રહ્યો હતો ત્યારે તેની આ મથામણ જોઇને હોલ્યુસચીકી એટલે કે સ્વતંત્ર રહેનારા સીલ તેની હાંસી ઉડાવતા હતા. વિષુવવૃત્ત કે ભૂમધ્યરેખા ઉપર ગેલાપાગોસ નામની શુષ્ક જગ્યા આવેલી છે. કોટિક જ્યારે અહીં પહોંચ્યો ત્યારે લગભગ મોતના મુખમાં ઘૂસી જવા પામ્યો હતો. તે જ્યોર્જિયા ટાપુ પર ગયો. ધ ઓર્કનિસ પહોંચ્યો. એમેરાલ્ડ ટાપુ પર પહોંચ્યો. તેણે બધા ટાપુ જોયા. બધે ગયો. પણ બધે બધા એકસરખી જ વાત કરતા હતા. સીલ લોકો દરેક ટાપુ પર રહેવા આવતા હતા. જ્યારે સીલ આવતા ત્યારે એમનો પીછો કરતાં કરતાં શિકારી માણસો પણ આવી ચઢતા અને એમને મોતને ઘાટ ઉતારી દેતા હતા. એટલે સુધી કે જ્યારે કોટિક પેસિફિક મહાસાગરનું હજારો માઇલોનું અંતર કાપીને કેપ કોરિએન્ટેસ નામનું સ્થળ શોધે છે ત્યાં પણ તેને ખડક પર આરામ ફરમાવી રહેલી સીલ એમ જ જણાવે છે કે "અહીં પણ માણસો આવ્યા હતા."

તે નિરાશ થઈ ગયો એ પછી તે એના પોતાના દરિયાકિનારા તરફ પ્રયાણ કરવા લાગ્યો. તે એના પ્રવાસ દરમિયન લીલા ઝાડવાળા એક ટાપુ પર આવી પહોંચ્યો. અહીં તેને એક સીલ જોવા મળ્યું. તે મોતને ભેટી રહ્યું હતું. એ પછી કોટિકે તેના માટે માછલી પકડી અને ત્યારબાદ કોટિકે પોતાને જે મુશ્કેલીઓ પડી હતી એ વિશે

તેને વાત કરી. અને એ પછી ઉમેર્યું, "હવે હું મારા નોવાસ્ટોશના ટાપુ પર જઈ રહ્યો છું."

આ સાંભળી ઘરડા સીલે એને નિરાશ કરવાને બદલે પ્રોત્સાહન અને પ્રેરણા પૂરાં પાડ્યાં. સામાન્ય રીતે લોકો જ્યારે કોઈ માણસને નિષ્ફળતા મળે ત્યારે તે માણસ વધારે નિરાશ થાય એવાં વેણ ઉચ્ચારે છે. જો કે અહીં કોટિકને સીલ દ્વારા આશ્વાસન મળે છે. તે કોટિકને કહે છે, "તારે હજી વધારે પ્રયાસ કરવાની જરૂર છે. તું આગળ વધ. મને ખાતરી છે કે તું તારી મંઝિલ સુધી પહોંચીને જ રહીશ. એવો ઇતિહાસ લખાશે કે અહીં એક વ્હાઇટ સીલનું આગમન થયું હતું અને તેણે સીલ લોકોને શાંત જગ્યાએ લઈ જવાની વ્યવસ્થા કરી આપી હતી. મારી તો ઉંમર થવા આવી છે. હું કદાચ એ દિવસ નહીં જોઈ શકું પણ બીજા તો જોઈ શકશે ને. એટલે તું તારી રીતે તારા પ્રવાસમાં આગળ વધ્યે જા એમ જ હું ઇચ્છું છું."

આટલું સાંભળી કોટિકે એની મૂછોને ઉપર તરફ વાળી. એ બોલ્યો, "આ દરિયામાં જન્મ લેનાર સીલમાં એકમાત્ર હું જ સફેદ રંગ ધરાવું છું. નવા ટાપુઓ વિશે કલ્પના કરનાર પણ એકમાત્ર હું જ છું." આ વાતનું રટણ કરતાં કરતાં તે વધારે ખુશી અનુભવી રહ્યો હતો. ખેર, જ્યારે તે નોવાસ્ટોશના પરત ફર્યો ત્યારે એની માતા મટકાએ એને પાસે બોલાવ્યો. કોટિક વિચારવા લાગ્યો કે માતા શું કહેશે ! જેમ દરેક માતા પોતાના પુત્રની લગ્નલાયક ઉમર થવા આવે એટલે લગ્ન કરી લેવા પુત્રને સમજાવે એમ જ કોટિકની માતાએ કોટિકને જલદીથી લગ્ન કરી લેવા જણાવ્યું. મટકા જાણતી હતી કે હવે તે સ્વતંત્ર રહેનારો સીલ નહોતો રહ્યો બલકે લગ્ન કરવાને લાયક સીલ બની જવા પામ્યો હતો.એના ખભા ઉપર સફેદ રંગની કેશવાળી છવાયેલી હતી. તે એના પિતા સી કેચ જેવો મોટો, ઝનૂની અને ભારે બની જવા પામ્યો હતો. કોટિકે વિનંતી કરી, "મને થોડો વધારે સમય આપો." ત્યાં બીજી એક સીલ હતી. તેણે વિચાર્યું કે પોતે આવતા વર્ષ સુધી લગ્ન કરવાનું મુલતવી રાખશે. એ પછી કોટિક અને પેલી સીલે પાણી પર નાચવાનું ચાલું કર્યું. ત્યારબાદ કોટિક પશ્ચિમ દિશા તરફ જવા લાગ્યો. તેને હેલિબુટ નામની તરતી

માછલીઓના ઝુંડનો પીછો કરવાનો હતો. એક દિવસમાં અમુક જથ્થામાં માછલી પકડવી તેના માટે જરૂરી હતું. તેણે પોતે થાકી ગયો ત્યાં સુધી પેલી માછલીના ઝુંડનો પીછો કરવાનું ચાલું રાખ્યું. એ પછી એણે એના આખા શરીરને ઉપરની તરફ વાળ્યું. એ પછી તેને આરામની જરૂર લાગી એટલે જમીનના પોલાણવાળા ભાગમાં આરામ કરવા માટે ચાલ્યો ગયો. તેને ખબર પડી કે કિનારો એકદમ સાફ છે. અને એટલે લગભગ અડધી રાત્રે જ્યારે તેને લાગ્યું કે પોતે દરિયાઈ ઘાસ કે વનસ્પતિની બનેલી પથારી સાથે ટકરાયો છે એ તરત બોલવા લાગ્યો, "અત્યારે ભરતી વધારે છે." એ પછી એણે પાણીની નીચે એની આંખો ખોલી. ત્યારબાદ ખૂબ જ ધીમેથી તેણે એનું સમગ્ર શરીર લંબાવ્યું. પછી જેમ બિલાડી કૂદકો મારે એમ એણે પણ કૂદકો માર્યો. એણે એટલા માટે કૂદકો માર્યો હતો કે એને કશોક અવાજ સંભળાયો હતો. અને એકદમ સજાગ થઈ જતાં એણે છલાંગ કે કૂદકો મારવો પડ્યો હતો. તેણે સવાલ કર્યો, "આટલા ઊંડા પાણીમાં અત્યારે આવેલા આ લોકો કોણ છે ?" કોટિકે ઝીણી નજર કરીને આ લોકોનું અવલોકન કર્યું તો એને જાણવા મળ્યું કે આ લોકો સિ લાયન, વોલરસ, સીલ, બિયર, શાર્ક જેવા નહોતા દેખાતા. તેઓ વીસથી ત્રીસ ફૂટ લંબાઈ ધરાવતા હતા. તેઓને તરવા માટે વપરાતા પાછળના અવયવો નહોતા. અવયવો વિનાના આ લોકોને જોઇ તેને નવાઈ લાગી. આવી સ્થિતિમાં એમને તરવાનું ફાવતું હશે! તેણે મનોમન વિચાર કર્યો. તેણે એક બાબતનું અવલોકન કર્યું કે એમને પાવડાના આકાર જેવી પૂંછડી હતી. આ પાવડો એટલે ખેતીમાં વપરાતું એક ઓજાર. પોતાના આખા શરીરની સમતુલા કે સંતુલન જાળવવા માટે તેઓ તેમની પૂંછડીનો ઉપયોગ કરતા હતા. એ દરમિયાન તેને બર્ગોમાસ્ટર ગુલ(એક દરિયાઈ પક્ષી)ની કહેલી વાત યાદ આવી જાય છે. એ વાત યાદ આવતાં જ તે પાણીમાં પરત ફરે છે. તેને ખબર પડી ગઈ હતી કે તેને સી કાઉનો ભેટો થઈ ગયો છે. કોટિક જુએ છે કે અનેક સી કાઉ વનસ્પતિવાળા વિસ્તારમાં ચરે છે. દરેક ભાષામાં કોટિક તેમને સવાલો કરે છે. જોકે સી કાઉ દ્વારા જવાબો આપવામાં આવી રહ્યાં નહોતા. સી કાઉ વાત કરી શકતી

નહોતી. સી કાઉના ગળાના ભાગે સાત હાડકાં હોવા જોઈએ એની જગ્યાએ છ જ હાડકાં છે. છ જ હાડકાં હોવાની બાબત સીલને એમના સાથીદારો સાથે વાત કરવા માટે નડતરરૂપ બને છે.

ખેર, સવાર પડી ત્યાં સુધી તેની કેશવાળી ટટ્ટાર રહી હતી. જોકે તેનું મગજ મૃત કરચલા તરફ ચાલ્યું ગયું હતું. ત્યારબાદ સી કાઉ ઉપર તરફ જવા લાગે છે. તે પણ ખૂબ જ ધીમેથી. તે સી કાઉને અનુસરવા લાગે છે. એ દરમિયાન તે પોતાની જાત સાથે વાત કરે છે, "આવા મૂર્ખ લોકો ચોક્કસપણે માર્યા ગયા હોત જો તેણે કેટલાક સલામત ટાપુ ન શોધ્યા હોત." પેલા ટોળાએ એક દિવસનું ચાળીસથી પચાસ માઈલનું અંતર ક્યારેય કાપ્યું નહોતું. કોટિકને કંટાળો આવી રહ્યો હતો. એ લોકોએ રાત્રે ચરવાનું બંધ કરી દીધું હતું. મોટા ભાગે કિનારાની નજીક જ રહેવા લાગ્યા. ત્યારબાદ સી કાઉ છૂટી પડી જાય છે. કોટિક જુએ છે કે પોતે જે જગ્યાએ આવી પહોંચ્યો છે ત્યાં રેતીનાં મેદાનો છે. ઠેરઠેર લાંબું ઘાસ પથરાયેલું છે. રેતીના ઢગલા પણ તેના ધ્યાનમાં આવે છે. આ બધું જોતાં જોતાં તેનો વિશ્વાસ વધારે ને વધારે મજબૂત થતો જાય છે કે પૂર્વે અહીં કોઈ માણસ નહોતો આવ્યો. માછીમારી કે માછલાં પકડવાનું કેવું છે એ બાબતની પણ તે ખાતરી કરી લે છે. માછીમારી કરવાનું સરસ અને સરળ હતું. એ પછી તે એ સીલ વિશે વિચારે છે કે જેને તે પાછળ છોડી આવ્યો હતો. જોકે તે નોવાસ્ટોશના તરફ પાછો જવા માટે ઉતાવળો હતો. એ પછી તે પાણીમાં ઊંડો ઊતર્યો. ત્યારબાદ ભૂગર્ભમાર્ગના મુખની ખાતરી કરી લીધી. એ પછી તે ઈશાન તરફ પ્રયાણ કરવા લાગ્યો. અને જ્યારે તેણે પાછળ ભેખડો તરફ નજર દોડાવી, તે સ્વયં ભાગ્યે જ માનવા તૈયાર હતો કે તે ભેખડો તળે રહ્યો હતો. તેને ઘરે જવા માટે છ દિવસ લાગ્યા હતા. જો કે તે ધીમે ધીમે તરી રહ્યો નહોતો.

જ્યારે તે સી લાયન્સ નેક (એક જગ્યા) આગળ આવી પહોંચ્યો ત્યારે તે એવી પ્રથમ વ્યક્તિને મળ્યો કે જે તેની રાહ જોઈ રહી હતી. આ વ્યક્તિ બીજું કોઈ નહીં બલકે સીલ. સીલે કોટિકની આંખોમાં જોયું અને એને ખબર પડી ગઈ કે એણે ટાપુ શોધી કાઢ્યો છે. જો

કે જ્યારે કોટિકે પોતે ટાપુ શોધી કાઢ્યો છે એ વાત સ્વતંત્ર રહેનારા સીલ, સી કેચ (કોટિકના પિતા) અને અન્ય સીલને જણાવી ત્યારે એ બધા એની તરફ જોઈને હસવા લાગ્યા. એ લોકોએ લગભગ મશ્કરી કરી દીધી. એક જુવાન સીલે એને એવા મતલબનું કહ્યું કે સ્વયં અને અન્ય સીલ નર્સરી માટે લડાઈ કરી રહ્યાં છે ત્યારે તે ટાપુ શોધવા નીકળ્યો છે. કોટિકે આ અંગે ક્યારેય વિચાર ન કર્યો એ બાબત પેલી જુવાન સીલને કનડતી હતી. કોટિકે એને કહ્યું, "હું તમને બધાને એક એવી જગ્યા બતાવવા ઇચ્છું છું કે જ્યાં તમે એકદમ સલામત રહેશો. તમને કોઈ પણ પ્રકારની ચિંતા સતાવશે નહીં. લડાઈ કરવાથી શું મળવાનું છે !" જુવાન સીલે કોટિકની વાત સાંભળી. એ પછી કહેવા લાગી, "જો તું પાછો જવાનો પ્રયાસ કરી રહ્યો હોય તો મારે તને હવે વધારે કંઈ નથી કહેવું. "

"હું જીતી જાઉ કે વિજયી બનું તો તું મારી સાથે આવીશ ?" કોટિકે પૂછ્યું.

"જો તું જીતી જાય તો હું તારી સાથે આવીશ. બરોબર" સીલે જવાબ આપ્યો.

કોટિકે લડાઈ લડવી પડી. એ પછી લગભગ એક અઠવાડિયા બાદ કોટિક દસ હજાર સ્વતંત્ર રહેનારા સીલ સાથે સી કાઉના ભૂગર્ભ માર્ગ તરફ ચાલ્યા ગયા. એમની સાથે ઘરડા સીલ પણ હતા. કોટિક આગેવાની કરતો હતો. જે સીલ નોવાસ્ટોશના ખાતે રોકાયા હતા તે જેઓ કોટિક સાથે ચાલ્યા ગયા એમને મૂરખ કહીને સંબોધતા હતા. જોકે જેઓ નોવાસ્ટોશના ખાતે રહેતા હતા તે બધા નવા દરિયાકિનારા વિશેની વાતો સાંભળી એ તરફ આવવા લાગ્યા. શરૂઆતમાં થોડા સીલ જ આવતા હતા. ધીમે ધીમે નવા દરિયાકિનારાની વાતો સાંભળી વધારે સીલ નવા દરિયાકિનારા તરફ પ્રયાણ કરવા લાગ્યા. સમગ્ર ઉનાળા દરમિયાન અહીં કોટિક આનંદ કરે છે. એ અને એની સાથેની સીલ મુક્ત રીતે અહીં રહે છે. કોટિક આરામથી એનું શરીર લંબાવીને ઠંડા પવનનો અનુભવ કરે છે. એની આસપાસ સ્વતંત્ર રહેનારા સીલ ચિંતા વગર રમ્યા કરે છે. અહીં કોઈ માણસ આવી શકતો નથી.

# 6

## રિક્કિ ટિક્કિ

એક નોળિયો છે કે જેનું નામ રિક્કિ ટિક્કિ છે. તેના વિશે અત્યંત જાણવા જેવી વાત એ છે કે તે કોઈનો સાથ લીધા વિના લડાઈ લડે છે. એક મોટા બંગલાના સ્નાનાગાર એટલે કે બાથરૂમમાં આ લડાઈ થાય છે.

ખેર, આપણા ઘરમાં ફરતું છછુંદર ઓરડાના મધ્યભાગમાં આવવાની હિંમત ક્યારેય કરે છે ? નથી કરતું ને ! આ વાત સાચી છે. છછુંદર ક્યારેય ઓરડાના ભોંયતળિયે, ખાસ કરીને મધ્યભાગે આવતું નથી. તે હંમેશાં દીવાલની આજુબાજુ સરકતું રહે છે. આવું આ છછુંદર નોળિયાને સલાહ આપે છે. સુઘરી નામનું પક્ષી પણ અહીં છે. તે નોળિયાને મદદ કરે છે. પણ નોળિયો એટલે કે રિક્કિ ટિક્કિ ખરેખરો જંગ ખેલે છે. આ રિક્કિ ટિક્કિ નામનો નોળિયો ખરું પૂછો તો નાની બિલાડી જેવો દેખાતો હતો. તેના શરીર પર રુવાંટી હતી. તેનું માથું અને આદતો વીસલ નામના એક પ્રાણીને મળતી આવતી હતી. તેની આંખો અને નાકનો રંગ ગુલાબી હતો. તેને જે જગ્યા પસંદ પડે ત્યાં તે તેના શરીરને લંબાવી દેતો હતો.

કોઈ એક વખતે ભયંકર પૂર આવ્યું. આ પૂરના લીધે તે તેની બખોલમાંથી બહાર ફંગોળાઈ ગયો. તે તેના માતા પિતા સાથે આ બખોલમાં રહેતો હતો. આ પૂર આવ્યું ત્યારે પાણીનો પ્રવાહ એટલો તો જોરદાર હતો કે તે ઘસડાઈને મુખ્ય રસ્તા પરથી નીકમાં પડી જવા પામ્યો હતો. અહીં તેના ધ્યાનમાં એક ઘાસની ઝૂડી આવી. ઘાસની ઝૂડી પાણી ઉપર તરી રહી હતી. પોતે ભાન ગુમાવી બેઠો ત્યાં સુધી તેણે પેલી ઘાસની ઝૂડીને પકડી રાખી. જ્યારે તે ભાનમાં

આવ્યો ત્યારે ક્યાં હતો તે ખબર છે ! તે એક બગીચાના મધ્યભાગમાં આવી પડ્યો હતો. તેના શરીરની બિલકુલ ઉપર સૂરજદાદા એમનો પ્રકાશ પાથરી રહ્યાં હતા. આજુ બાજુ પતંગિયા ફૂલછોડ ઉપર ઉડી રહ્યાં હતા. રિક્કિ ટિક્કિ ભાનમાં આવ્યો ત્યારે તેણે આજુબાજુનું વાતાવરણ જોયું. ઊડતાં પતંગિયા જોવાની તેને મજા આવી. તેણે એ પણ જોયું કે એની બાજુમાં એક નાનો છોકરો ઊભો હતો. છોકરો નાનો હતો પણ હોશિયાર હતો. નોળિયાની આવી હાલત જોઇ તે કહેવા લાગ્યો, "અરે ! આ તો મોતને ભેટ્યો છે. ચાલો, એની અંતિમવિધિ કરીએ." છોકરાની મમ્મી આ વાત સાંભળી જાય છે એટલે તે પેલા છોકરાને એમ ન કરવા જણાવે છે. તે કહે છે, "ના. એવું ના કરશો. ચાલો આપણે એને ઘરમાં લઈ જઈએ અને સૂકો કરીએ. આમ તો તે મૃત હોય એવું લાગી રહ્યું છે પણ કદાચ એવું ન પણ હોય ! "

એ પછી રિક્કિ ટિક્કિને ઘરમાં લઈ જવામાં આવ્યો. અહીં એક મોટા માણસે એની આંગળી વડે તેને પકડ્યો અને ઊંચો કર્યો. એ પછી તે માણસ બોલ્યો, "આપણે જે સમજ્યા હતા તે તદ્દન ખોટું હતું. આ નોળિયો તો મોતને નહોતો ભેટ્યો બલકે માત્ર અધમૂઓ કે બેભાન થયો હતો." તેઓએ તેને એક સુતરાઉ કાપડમાં વીંટ્યો અને આગ ઉપર બળી ન જાય એ રીતે થોડો તપાવ્યો. થોડી વાર થઈને તેણે તો આંખો ખોલી. આ મોટો માણસ ઇંગ્લિશમેન હતો અને થોડા સમયથી જ બંગલામાં આવ્યો હતો. રિક્કિ ટિક્કિને આંખો ખોલતાં જોઈ તે કહેવા લાગ્યો, "તેને ડરાવશો નહીં. આપણે જોઈએ કે તે હવે શું કરે છે ! "

દુનિયાની સૌથી અઘરી બાબત એ છે કે નોળિયાને ડરાવવો કે ગભરાવવો. તમામ નોળિયા પરિવારનો ઉદ્દેશ એક જ છે કે 'દોડો અને શોધી કાઢો' રિક્કિ ટિક્કિની વાત કરીએ તો તે ખરા અર્થમાં નોળિયો હતો. તેણે સુતરાઉ કાપડ તરફ જોયું અને તરત જ નક્કી કરી લીધું કે તે કાપડનો ખોરાક તરીકે ઉપયોગ કરવો યોગ્ય નહોતું. એ પછી તે ટેબલની ચારે તરફ ફરવા લાગ્યો. પછી પેલા નાના છોકરાના ખભા ઉપર તેણે કૂદકો માર્યો.

ખેર, આ નાના છોકરાનું નામ ટેડી હતું. તેના પપ્પાએ જોયું કે રિકિક ટિક્કિએ ટેડીના ખભા ઉપર કૂદકો માર્યો. તેમણે કહ્યું, "સ્હેજ પણ ગભરાતો નહીં. આ તો તેની રીત છે દોસ્ત બનાવવાની." પપ્પાની વાત સાંભળી ટેડી કહેવા લાગ્યો, "એ છે ને પપ્પા, મારી હડપચીના નીચેના ભાગે ગલીપચી કરે છે." રિક્કિ ટિક્કિએ ટેડીની ગળાપટ્ટી અને ગરદનના નીચેના ભાગે જોયું. તેના કાનમાં ફૂંક મારી અને ત્યારબાદ ભોંયતળિયા તરફ નીચે ઊતર્યો. અહીં તે તેનું નાક મસળતાં બેસી રહ્યો. એટલી વારમાં ટેડીની મમ્મી આવી. તે કહેવા લાગી, "આ એક તોફાની પ્રાણી છે. આપણે એના તરફ દયા દાખવી અને ઉદાર રહ્યાં એટલે એ કહ્યાગરો બની ગયો છે." એ પછી ટેડીના પપ્પાએ કહ્યું, "બધા નોળિયા તેના જેવા જ છે. જો ટેડી તેને પૂંછડીથી પકડીને ઊંચો ન કરે અને પાંજરામાં ન મૂકે તો તે આપણા ઘરમાં અહીંથી તહીં અને તહીંથી અહીં દોડ્યા કરશે. ચાલો, હવે એને ખાવા માટે કશુંક આપીએ." એ પછી રિક્કિ ટિક્કિને ખાવા માટે કાચા માંસનો એક ટુકડો આપવામાં આવ્યો. તેને આ ટુકડો બહુ ભાવ્યો. ટુકડો પૂર્ણ થતાં તે ઓસરીમાં ચાલ્યો ગયો. અહીં તે સૂર્યપ્રકાશમાં બેસી રહ્યો. પોતાના શરીર પરની રુવાંટી સુકાઈ એ માટે એણે તેને ઊંચી કરી. આમ કર્યા બાદ તેને સારું લાગવા માંડ્યું. તે આખો દિવસ ઘરમાં ફર્યો. એ પછી તેણે એના શરીરને નાહવાના ટબમાં ડુબાડ્યું. એ પછી લખવાના ટેબલ કે મેજ પર મૂકેલી શાહીમાં તેણે તેનું નાક ડુબાડ્યું. પેલો મોટો માણસ સિગાર પી રહ્યો હતો. રિક્કિ ટિક્કિએ જોયું કે પેલો માણસ સિગાર પી રહ્યો છે, એટલે તેણે સિગારના સળગતા ભાગ ઉપર તેના શાહીથી પલળેલા નાકનો સ્પર્શ કરાવ્યો. નાક પરની રુવાંટી થોડી બળી.

કદાચ સવાલ થાય કે તે આવું કઈ રીતે કરી શક્યો ? તે એટલા માટે આવું કરી શક્યો કેમ કે તે પેલા માણસના ખોળામાં ચઢી ગયો હતો. લખવાની પ્રક્રિયા જોવા માટે તેણે આમ કર્યું હતું. જ્યારે સાંજ પડી ત્યારે તે ટેડીના ઓરડામાં ચાલ્યો ગયો. કેરોસીનના ઉપયોગથી પ્રકાશિત થઈ શકતો દીવો કેવી રીતે પેટાવવામાં આવતો હશે તે જોવા માટે તેણે ટેડીના ઓરડામાં પ્રવેશ કર્યો હતો. જે વખતે

ટેડી પથારીમાં સૂવા માટે આડો પડ્યો ત્યારે તે પણ પથારી ઉપર કૂદકો મારીને ચઢી ગયો. જો કે તે સૂવાના હેતુથી પથારી ઉપર નહોતો ચઢ્યો.

એટલી વારમાં ટેડીનાં મમ્મી-પપ્પા ઓરડામાં આવી પહોંચ્યાં. તેમની નજર રિક્કિ ટિક્કિ ઉપર પડી. તેમણે જોયું કે રિક્કિ ટિક્કિ તો ઉશીકા ઉપર જાગતો બેઠો હતો. ટેડીની મમ્મીએ કહ્યું, "તે આમ ઉશીકા પર બેઠો છે તે મને પસંદ નથી. તે આપણા દીકરાને કરડશે." આ સાંભળી ટેડીના પપ્પાએ કહ્યું, "તું જેવું વિચારે છે તેવું નહીં બને. તે આવું નહીં કરે." રાત પસાર થઈ ગઈ. સવારે સૂરજ ઘરની બહાર પ્રકાશ રેલાવી રહ્યો હતો. ઘરની એક બારીમાંથી સૂરજનો પ્રકાશ અંદર આવતો હતો. ટેડી ઊઠી ગયો હતો. રિક્કિ ટિક્કિ નામનો નોળિયો તો આખી રાત જાગ્યો હતો. ટેડીએ બ્રશ કરીને મોં ધોયું એટલે તે તેના ખભા ઉપર ચઢી ગયો અને બેસી રહ્યો. એ પછી ટેડી સવારના નાસ્તા માટે ઓસરીમાં આવ્યો તો તે પણ ઓસરીમાં આવ્યો. બંને જણ સાથે ઓસરીમાં આવ્યા. ટેડીનાં મમ્મી-પપ્પા પણ નાસ્તા માટે ટેડીની રાહ જોઈ રહ્યાં હતાં. બધાએ નાસ્તો કરવાનું ચાલુ કર્યું. સવારના નાસ્તામાં બાફેલા ઈંડાં અને કેળાં હતાં. રિક્કિ ટિક્કિને એના હિસ્સે આવતા ગરમાગરમ ઈંડા આપવામાં આવ્યાં અને કેળા પણ તેને આપવામાં આવ્યા. હવે તે ટેડીના ખભા પરથી નીચે ઊતરી ગયો હતો. નાસ્તો કર્યા બાદ તે ત્રણેય જણના ખોળામાં વારાફરતી બેઠો. તેને આમ કરવામાં આનંદ આવતો હતો. નાસ્તો કર્યા બાદ તેનામાં શકિત આવી ગઈ. "મને કેવા દયાળું લોકોનો ભેટો થયો છે !" તે મનોમન વિચારવા લાગ્યો.

જેનો ઉછેર સારા કુટુંબમાં અને સારી રીતે થયો હોય એવો દરેક નોળિયો હંમેશાં એવી ઇચ્છા રાખે કે તેને કોઈ મોટા ઘરમાં રહેવાની તક સાંપડે અને 'ઘરના નોળિયા' તરીકેની પોતાની ઓળખ ઊભી થાય.

આપણે જાણીએ છીએ એ પ્રમાણે રિક્કિ ટિક્કિ જ્યારે જોરદાર પૂર આવ્યું હતું ત્યારે પાણીના ધસમસતા પ્રવાહમાં છેક નીકમાં ઢસડાઈ જવા પામ્યો હતો. એ પછી ઘાસની ઝૂડીના સહારે બહાર આવ્યો

અને છેક બગીચા સુધી આવી પહોંચ્યો હતો. આ પૂર્વે એની મમ્મીએ એને કેટલીક એવી વાત કહી હતી કે જે તેને ઉપયોગી બને. જો કદાચ એને માણસો વચ્ચે રહેવાનું બને કે એમનો ભેટો થાય ત્યારે કેવી રીતે રહેવું અને શું કરવું એ બધું તેને એની મમ્મીએ કહ્યું હતું.

ખેર, તેણે નાસ્તો કરી લીધો હતો એટલે હવે તેના આખી શરીરમાં સ્ફૂર્તિનો સંચાર થઈ જવા પામ્યો હતો. તે તરત જ બગીચામાં ચાલ્યો ગયો. ખરું પૂછો તો તેના માટે આ જગ્યા સાવ અજાણી અને નવી હતી. બગીચામાં જોવાલાયક શું શું છે તે જોવા માટે તે ત્યાં પહોંચી ગયો. તેણે જોયું કે બગીચો તો ખૂબ વિશાળ હતો. અહીં તેને શોભા માટે ઉગાડાતા લાઈમના ઝાડ જોવા મળ્યા. અહીં નારંગીના ઝાડ પણ હતા. આ ઝાડ પર નારંગી લટકી રહી હતી. અહીં તહીં વાંસની ઝાડીઓ પણ ફેલાયેલી હતી. ઊંચા ઊંચા ઘાસની ગીચ ઝાડીઓ પણ આ બગીચામાં હતી. આ બધું જોયા બાદ તે તેના હોઠ ચાટવા લાગ્યો. "શિકાર માટેની આ જગ્યા તો અત્યંત સુંદર છે!" તે મનોમન વિચારવા લાગ્યો. આમ વિચારતાં તેની પૂંછડી ટટ્ટાર કે કડક થઈ જવા પામી. એ પછી તે આખા બગીચામાં અહીંથી તહીં દોડવા લાગ્યો. અહીં પડેલી બધી વસ્તુઓની પાસે જઈ તે તેને સૂંઘવા લાગ્યો.અહીં એક કાંટાળી ઝાડી પણ હતી. એમાંથી દર્દભર્યો અવાજ બહાર આવી રહ્યો હતો. વિવિધ પદાર્થોને સૂંઘતાં નોળિયાને પણ આ અવાજ સંભળાયો. એ અવાજ કોનો હતો ?

એ અવાજ દરજીડાનો હતો. દરજીડો અને એની પત્ની વિલાપભર્યા અવાજે કંઈક કહી રહ્યાં હતાં. તેમણે ઝાડની ડાળી પર રહેવા માટે સરસ માળો બનાવ્યો હતો. એમના માળામાં બે મોટાં પાંદડાંનો સમાવેશ થતો હતો. રેસાઓનો ઉપયોગ કરીને એમણે સરસ મજાનું, આકર્ષક સીવણકામ કર્યું હતું. આ માળો બનાવવા માટે એમણે ઝાડનાં પાંદડાં, રૂ, સુતરાઉ કાપડ વગેરેનો ઉપયોગ કર્યો હતો. તેઓ બંને જણ માળાની કોર ઉપર બેસીને વિલાપ કરવા લાગ્યા કે માળો આમતેમ ડોલવા લાગ્યો.

રિક્કિ ટિક્કિના કાને અવાજ સંભળાયો એટલે તે ત્યાં પહોંચી ગયો. તેણે પૂછ્યું, "શું થયું છે ? કેમ રડી રહ્યાં છો ?" દરજીડાની

પત્નીએ દર્દભર્યા અવાજમાં કહ્યું, "અમે સંકટમાં સપડાયાં છીએ. અમને ખૂબ જ દુઃખ થાય છે કેમ કે અમારાં બચ્ચાંમાંનું એક બચ્ચું ગઈકાલે માળામાંથી નીચે પડી ગયું અને એક નાગ તેને ખાઈ ગયો." આ સાંભળી રિક્કિ ટિક્કિનો ચહેરો ઉદાસ થઈ ગયો. તેણે જણાવ્યું, "આ વિસ્તારમાં હું નવોસવો છું. તમારું એક બચ્ચું કાયમ માટે તમારાથી દૂર થઈ ગયું એ વાત જાણીને મને પણ દુઃખ થાય છે. આ નાગ કોણ છે ?"

ઝાડની બિલકુલ નીચે ઊગેલા ઘાસમાંથી સુસવાટ સંભળાતાં જ દરજીડો અને તેની પત્ની શાંત થઈ જવા પામ્યાં. તેઓ તેમના માળામાં ઘૂસી ગયાં. રિક્કિ ટિક્કિ પણ બે કદમ પાછળ કૂદ્યો. થોડી વાર બાદ ઘાસમાંથી એક મોટું માથું બહાર આવવા માંડ્યું. આ માથું બીજા કોઈનું નહીં પણ મોટા કાળોતરા નાગનું હતું. તેણે તેની ફેણ વિસ્તારી. આ નાગ પાંચ ફૂટ લંબાઈ ધરાવતો હતો. જ્યારે તેણે જમીનથી પોતાના શરીરને એક તૃતીયાંશ જેટલું ઊંચું કર્યું ત્યારે તે સંતુલન જાળવી શક્યો. એ પછી તેણે રિક્કિ ટિક્કિ સામે કાતીલ નજરે જોયું. રિક્કિ ટિક્કિએ તરત જ પૂછ્યું, "નાગ કોણ છે ? "

આ સાંભળી નાગ કહેવા લાગ્યો, "નાગ બીજું કોઈ નહીં પણ હું જ છું. વાત જાણે એમ છે કે અનેક સદીઓ પૂર્વે ભગવાન બ્રહ્મા સૂઈ રહ્યા હતા ત્યારે તેમની ઉપર સૂરજનો પ્રકાશ પડતો હતો. તેના કારણે તેઓ શાંતિથી સૂઈ શકતા નહોતા. આવા સમયે પ્રથમ કોબ્રા નાગે ત્યાં આવીને પોતાની ફેણ તેમની ઉપર ફેલાવી હતી. એ વખતે એની ફેણ ઉપર આ પ્રતીક મૂકવામાં આવ્યું હતુ. માટે જ દરેક નાગ ઉપર પ્રતીક જોવા મળે છે." આટલું જણાવ્યા બાદ નાગે એની ફેણ પહેલાં કરતાં થોડી વધારે ફુલાવી. નોળિયો ને નાગની ફેણના પાછળના ભાગે આવેલ એક વિશિષ્ટ નિશાન કે પ્રતીક વધારે સ્પષ્ટ રીતે જોઈ શકાયું. થોડી વાર માટે તો તે ડરી ગયો. જો કે નોળિયા માટે લાંબા સમયગાળા સુધી ગભરાયેલા રહેવું અશક્ય હતું. વળી આ પૂર્વે તે જીવંત નાગ એટલે કે કોબ્રાને ક્યારેય રૂબરૂ મળ્યો નહોતો. એના મમ્મીએ એને એક વખત મૃત સાપ ખવડાવ્યો હતો. અને તેને જાણવા મળ્યું હતું કે દરેક ઉછરતા નોળિયાએ જીવનમાં

લડાઈ કરવાની હતી અને એ દ્વારા જે સાપ મોતને ભેટે એને ખાઈ જવાનો હતો. નાગે પણ તે વાત જાણી અને એના હૃદયને તળિયે એણે ડર અનુભવ્યો. રિક્કિ ટિક્કિએ કહ્યું, "સારું." એ પછી એણે એની પૂંછડી પરની રુવાંટી ઊંચી કરવા માંડી. પછી કહેવા લાગ્યો, "પ્રતીક કે નિશાનની વાત એક બાજુ પર રાખ. મને એ કહે કે માળામાંથી બહાર પડી ગયેલ બચ્ચાને ખાઈ જવું યોગ્ય છે ?"

નાગ આ સાંભળતાં જ સૂનમૂન થઈ જવા પામ્યો. તે પોતાની જાત વિશે વિચારી રહ્યો. રિક્કિ ટિક્કિની પાછળ ઘાસ હતું. અને નાગ પણ આ ઘાસમાં હતો. તે થોડી વાર માટે ચૂપ રહ્યો. તેને ખબર પડી ગઈ કે રિક્કિ ટિક્કિ એટલે કે નોળિયાનું આ બગીચામાં રહેવું તેના માટે વહેલું કે મોડું મોત નોતરનાર છે. એ પછી તેનું મોં ખૂલ્યું, "તું ઈંડાં ખાતો હોય તો હું પક્ષીનો મારા ખોરાક તરીકે શા માટે ઉપયોગ ન કરું ?"

એટલી વારમાં દરજીડો કહેવા લાગ્યો, "તારી પાછળ જો, તારી પાછળ જો" રિક્કિ ટિક્કિએ એનાથી શક્ય હોય એટલો ઊંચો કૂદકો હવામાં માર્યો. આ વખતે નાગની પત્ની નાગણ તેની પાછળ ચોરીચૂપીથી સરકી રહી હતી. નાગણે રિક્કિટિક્કિ ઉપર હુમલો કર્યો પણ તે ચૂકી જતાં સુસવાટો થયો અને એનો અવાજ રિક્કિ ટિક્કિને કાને પડ્યો. તે તેની પાછળ આવી પહોંચ્યો. તેને ડર લાગી રહ્યો હતો. નોળિયો સજાગ થઈ જતાં નાગણને ન ગમ્યું. તે અકળાઈ ઊઠી.

એ પછી નાગ કહેવા લાગ્યો, "દુષ્ટ દરજીડા, દુષ્ટ !" એ પછી તેણે તેની પૂંછડી ઉપરની તરફ ઝાટકી. નાગ એની પૂંછડી વડે દરજીડો અને એની પત્નીએ બનાવેલા સરસ મજાના માળાને નુકસાન પહોંચાડવા માગતો હતો. જોકે આ લાકોએ બહુ ચાલાકીપૂર્વક માળો બાંધ્યો હતો તે એટલો તો ઊંચો હતો જો કે જમીન પર રહેનારો નાગ કોઈ પણ રીતે ત્યાં સુધી પહોંચી શકે નહીં. હા, આ માળો આમતેમ ડોલ્યા કરતો હતો પણ જમીન પર ફરતા પશુથી સલામત રહી શકતો હતો. રિક્કિ ટિક્કિને અનુભવ થયો કે એની આંખો લાલ થઈ રહી હતી. અને કંઈક અંશે ગરમ પણ થઈ રહી હતી.

ખેર, જ્યારે નોળિયાની આંખો લાલ થાય છે ત્યારે સમજવું કે તે ગુસ્સામાં છે. એ પછી તે તેની પૂંછડી પર બેઠો. તેણે બેસવા માટે તેના પાછળના પગનો પણ સહારો કે આધાર લીધો હતો. તેની બેસવાની આવી સ્થિતિ જોઈને કોઈને પણ એવું લાગે કે જાણે નાનું કાંગારું બેઠું ના હોય ! તેની આજુબાજુ જે કંઈ હતું તેને તે નીરખવા લાગ્યો. તેના આખા શરીરમાં ગુસ્સો વ્યાપી વળ્યો હતો. જો કે બન્યું હતું એવું કે નાગ અને એની પત્ની નાગણ લાંબા ઘાસ મધ્યે અદૃશ્ય થઈ જવા પામ્યાં હતાં. જ્યારે સાપ તેનો પ્રહાર ચૂકી જાય છે, તે ક્યારેય કશું જણાવતો નથી અથવા તો ઇશારો સુધ્ધાં પણ કરતો નથી. એમને અનુસરવાની રિક્કિ ટિક્કિએ દરકાર કે તમા નહોતી રાખી. એટલા માટે કે તે ચોક્કસપણે એવું અનુભવતો નહોતો કે સ્વયં એક જ વખતે બે સાપને સંભાળી શકશે ! એટલા માટે તે ઘરની નજીકમાં રેતીનો ઢગલો હતો તેની વિરુદ્ધ દિશામાં ટૂંકાં ટૂંકાં પગલાં ભરીને દોડવા લાગ્યો. અને પછી એક ઠેકાણે શાંતિથી બેઠો. તેના માટે આ બાબત ગંભીર હતી.

કુદરતી ઇતિહાસનાં જૂનાં પુસ્તકોમાં એવું જણાવવામાં આવ્યું છે કે જ્યારે નોળિયો સાપ સાથેની લડાઈમાં ઘાયલ થાય છે ત્યારે તે ભાગી જાય છે અને કેટલીક વનસ્પતિ ખાઈને પરત ફરે છે. આ વનસ્પતિ ખાવાથી તે સાજો થઈ જતો હોવાની વાતનો અહીં ઉલ્લેખ જોવા મળે છે. ખરું પૂછો તો તે સાચી હકીકત નથી. લડાઈમાં જીતવું કે વિજય પ્રાપ્ત કરવો એ કેવળ આંખની ઝડપ અને પગની ઝડપ સાથે સંકળાયેલી બાબત છે.

ખેર, જ્યારે ટેડી જમીનમાં કશુંક પૂરી રહ્યો હોય છે ત્યારે તેને કશાકનો સળવળાટ સંભળાય છે. જમીનમાંથી અવાજ આવે છે, "સાવચેતી રાખીને રહેજે. હું મોત છું."

આ અવાજ કરનારું બીજું કોઈ નહીં પણ કેરૈટ હતો. આ કેરૈટ ધૂળવાળી જમીન પર પડ્યું રહેનારું પ્રાણી છે. જો કે તે કદમાં નાનું હોવાથી તેના વિશે કોઈ ખાસ વિચારતું નથી. અને એટલે તો તે લોકોને વધારે નુકસાન પહોંચાડે છે.

રિક્કિ ટિક્કિની આંખો ફરીવાર લાલ થઈ. તે કેરૈટ તરફ

કૂદકા મારવા લાગ્યો. આ બાબત ખૂબ જ રમૂજ પેદા કરનારી લાગતી હતી. પણ તે સંપૂર્ણ સંતુલનવાળી ઢબ હતી કે તમે કોઈ પણ ખૂણેથી ઊંચે ઊડી શકો. અને જ્યારે સાપ સાથે લડાઈ લડવાની આવે ત્યારે આ રીત કે ઢબ ખૂબ જ ફાયદાકારક નીવડે ! જો રિક્કિ ટિક્કિને માત્ર એટલી ખબર હોત તે તે ખૂબ જ જોખમભર્યું કામ કરી રહ્યો છે તો યોગ્ય રહેત. કેરૈટ ખૂબ જ નાનું પ્રાણી હતું. તે ઝડપથી વળાંક લઈ શકે છે. જો કે અફસોસ, આ બાબતની તેને ખબર નહોતી. તે થોડો પાછળ ગયો. તેની આંખો લાલ થઈ જવા પામી હતી. એટલી વારમાં કેરૈટે હુમલો કર્યો. રિક્કિ ટિક્કિ બાજુમાં કૂદ્યો અને નાસી જવા માટે પ્રયાસ કરવા લાગ્યો.

એ વખતે ટેડી ઘર તરફ જોઈ રહ્યો છે. તે કહેવા લાગે છે, "અરે, અહીંયાં જુઓ. આપણો રિક્કિ ટિક્કિ સાપને મોતને ઘાટ ઉતારી રહ્યો છે." એ પછી રિક્કિ ટિક્કિએ ટેડીના મમ્મીની બૂમ સાંભળી. તેણે જોયું કે ટેડીના પપ્પા એક મોટી લાકડી લઈને ઘરની બહાર દોડી આવ્યા. તે લડાઈના સ્થળ પર આવી પહોંચે એ પહેલા તો કેરૈટને દૂર હડસેલી દેવામાં આવ્યો. રિક્કિ ટિક્કિએ કેરૈટની પીઠ પર કૂદકા માર્યા. આમ કરવાથી કેરૈટને ભારે ઈજા પહોંચી. થોડી વાર બાદ તેનું શરીર જડ થઈ જવા પામ્યું.

એ પછી તે દીવેલાના ઝાડ નીચે પહોંચીને ધૂળમાં આળોટવા લાગ્યો. એક તરફ તે ધૂળમાં સ્નાન કરી રહ્યો હતો તો બીજી તરફ ટેડીના પપ્પા જડ થઈ ગયેલા કેરૈટને લાકડી વડે ફટકા મારી રહ્યા હતા. આ કરૈટ એટલે બીજુ કશું નહીં પણ ચીતળો. રિક્કિ ટિક્કિએ જોયું કે ટેડીના પપ્પા ચીતળા ઉપર લાકડી વડે પ્રહાર કરી રહ્યા હતા. તેણે મનોમન વિચાર કર્યો, "હવે એને મારવાનો શો અર્થ છે ? મેં તેને ક્યારનોય મોતને ઘાટ ઉતારી દીધો છે." એ પછી ટેડીની મમ્મી ધૂળમાં આળોટતા નોળિયાની પાસે પહોંચી ગયા અને તેને ધૂળમાંથી બહાર કાઢીને છાતીસરસો ચાંપ્યો. રિક્કિ ટિક્કિનો ખૂબ જ આભાર માનવામાં આવ્યો. ટેડીના પપ્પાને લાગ્યું કે ટેડીનો આબાદ બચાવ થયો એ પાછળ ભગવાનની કૃપા કામ કરી ગઈ હતી !

એ રાત્રે ટેડી રિક્કિ ટિક્કિને પથારીથી દૂર લઈ ગયો. એ

વખતે રિક્કિ ટિક્કિ ઉઝરડા ભરવા માટે સક્ષમ હતો પણ એણે કોઈને ઉઝરડા ન ભર્યા. તેણે જોયું કે ટેડી એની પથારીમાં સૂતો હતો. એટલે એણે ઉઝરડા ન ભર્યા. તે ઘરની ફરતે ચોકીપહેરો કરવા નીકળી પડ્યો. તે જ્યારે બહાર નીકળ્યો ત્યારે તેને રસ્તામાં છછુંદરનો ભેટો થયો. છછુંદર એટલે દીવાલની ફરતે ધીમે ધીમે સરકતું પ્રાણી. આખી રાત તે આંસુ સારતું રહે છે. તેને ઘરની અંદર જવાની ઇચ્છા છે. પણ તે જઈ શકતું નથી. નોળિયાને જોતાં જ તે ગભરાઈ જાય છે. તે કરગરવા લાગે છે, "મને મારીશ નહીં."

"તું એવું વિચારે છે કે સાપને મારનારો છછુંદરને પણ મારે?" રિક્કિ ટિક્કિએ કટાક્ષમાં પૂછ્યું.

"જેઓ સાપને મારે છે એમનું મોત પણ સાપ દ્વારા જ થાય છે." છછુંદરે જણાવ્યું. છછુંદરને નાગની બીક લાગે છે એ વાતની ખાતરી થઈ જતાં જ રિક્કિ ટિક્કિ તેને જણાવે છે કે નાગ બીજે ક્યાંય નહીં પણ બગીચામાં છે.

આ સાંભળી છછુંદર કહે છે, "ઉંદરે મને વાત કરી હતી"

"શું વાત કરી હતી?" રિક્કિ ટિક્કિ સવાલ કરે છે.

"નાગ બધે રહે છે. તેં બગીચામાં ઉંદર સાથે વાત કરી હોવી જોઈએ." છછુંદરે ખુલાસો કર્યો.

આ સાંભળી નોળિયો કહે છે, "કોઈ પણ પ્રકારની વાત મેં ઉંદર સાથે કરી નહોતી. તારે મને એ વાત કહેવી જ પડશે. જો નહીં કહે તો હું તને બચકું ભરીશ !"

એ પછી છછુંદર ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યું. તેની આંખોમાંથી આંસુ સરવા લાગ્યાં. ડૂસકાં ભરતાં ભરતાં તે બોલ્યું, "મારી પર રહેમનજર કર. હું ખૂબ જ દુઃખી છું. ઓરડાની મધ્યમાં જવાની મારી ક્યારેય હિંમત નહોતી. હું તને કોઈ જ વાત કહી શકું તેમ નથી. તને સંભળાતું નથી રિક્કિ ટિક્કિ?"

તેને કશુંક સંભળાયું. તેણે જોયું કે ઘર તો પહેલાં જેવું હતું એવું જ શાંત હતું. તેણે અવાજની દિશામાં કાનને કેન્દ્રિત કર્યા. એ પછી તે પોતાની જાતને જ કહેવા લાગ્યો, "તે નાગ અથવા નાગણ છે. પેટે ચાલીને સ્નાનાગારની નીકમાં જાય છે. છછુંદર, તું સાચો

છે. મારે ઉંદર સાથે વાત કરવી જોઈતી હતી."

એ પછી રિક્કિ ટિક્કિ ટેડીની મમ્મીના સ્નાનાગાર તરફ ગયો. તેણે અહીં પ્લાસ્ટરની દીવાલ જોઈ. દીવાલની નીચેના ભાગે એક ઈંટ ખેંચી કાઢવામાં આવી હતી. આવું એટલા માટે કરવામાં આવ્યું હતું કે સ્નાનાગારનું પાણી નીક વાટે બહાર નીકળી આવે. તે સ્નાનાગારની નજીક પહોંચ્યો તો તેને નાગ અને નાગણનો અવાજ સંભળાવા લાગ્યો. ચંદ્રનો આછો પ્રકાશ કે તેજ એમના ઉપર પડી રહ્યું હતું. તેઓ એકબીજા સાથે ગપસપ કરી રહ્યાં હતાં. નાગણ નાગને કહી રહી હતી, "જ્યારે ઘરમાં કોઈ રહે નહીં ત્યારે તમારે ઘરની અંદર જવું પડશે. એ પછી બગીચો પુનઃ આપણો પોતાનો બની જશે. ધીમેથી અને શાંતિથી અંદર જવાનું રાખજો. અને યાદ રહે કે કેરૈટને જેણે લાકડીના ફટકા માર્યા હતા એ મોટા માણસને તમારે ડંખ મારવાનો છે. તેને ડંખ મારીને બહાર આવજો. એ પછી આપણે બંને જણ રિક્કિ ટિક્કિને મારવા જઈશું."

નાગણની સલાહ સાંભળ્યા પછી નાગના મનમાં સવાલ પેદા થયો. તે પૂછે છે, "શું તને એવી પાક્કી ખાતરી છે કે આ ઘરમાં રહેતા લોકોને મોતને ઘાટ ઉતાર્યા બાદ આપણને કશું મળનારું છે?"

પતિ નાગનો સવાલ સાંભળી નાગણ વિચારમાં પડી જાય છે. પછી ગુમાનમાં ને ગુમાનમાં જણાવે છે, "આપણને બધું જ મળશે. જ્યારે આ બંગલા કે ઘરમાં લોકો રહેતા નહોતા ત્યારે આપણી સાથે બગીચામાં એકેય નોળિયો રહેતો હતો ? યાદ રહે કે જ્યાં સુધી બંગલો કે ઘર ખાલી રહેશે ત્યાં સુધી આપણે બગીચાનાં રાજારાણી છીએ. અને આપણા ઈંડાંમાંથી બચ્ચાં બહાર આવશે ત્યારે એમને રહેવા માટે જગ્યા જોઈશે. એમનો પણ આપણે વિચાર કરવો પડશે ને !"

નાગ મૂર્ખની જેમ કહેવા લાગ્યો, "અરે, મેં એ બાબત અંગે તો વિચાર્યું નહોતું. હું બંગલામાં દાખલ થઈશ. જો કે તેં નોળિયાને એટલે કે રિક્કિ ટિક્કિને મારવાની વાત કરી તે મને યોગ્ય ન લાગી. તેને મારવાની કોઈ આવશ્યકતા જણાતી નથી. હું મોટા માણસ એટલે કે ટેડીના પપ્પા અને ટેડીની મમ્મીને ડંખ મારીને મારી નાખીશ.

ટેડીને પણ ડંખ મારીશ. એ પછી પરત ફરીશ. ત્રણેયને મોતને ઘાટ ઉતારી દીધા બાદ ઘર કે બંગલો ખાલી થઈ જશે અને રિક્કિ ટિક્કિ પણ ચાલ્યો જશે."

નાગ અને નાગણની વાતો સાંભળતાં રિક્કિ ટિક્કિને એના શરીર પર કશુંક ભોંકાતું હોય એવું લાગ્યું. તેના અંગેઅંગમાં ક્રોધ અને અણગમો વ્યાપી વળ્યા. એ પછી નીકમાંથી નાગનું માથું બહાર આવવા માંડ્યું. માથાની પાછળ એનું લાંબું શરીર માથાની દિશાને અનુસરતું હતું. આ નાગ પાંચ ફૂટ લાંબો હતો. રિક્કિ ટિક્કિ નાગની લંબાઈ જોઈ ભયભીત થઈ ગયો. નાગે એના શરીરનું ગૂંચળું વાળ્યું. એ પછી એનું માથું ઊંચુ કર્યું. અને એ પછી અંધારામાં સ્નાનાગારની અંદર નજર દોડાવી. રિક્કિ ટિક્કિ આ ટાણે જોઈ શક્યો કે નાગની આંખો ચળકાટ મારી રહી હતી.

"હવે જો હું એને અહીંયાં મારીશ તો નાગણને જાણ થઈ જશે અને જો હું એને ખુલ્લા ભોંયતળિયા પર મારીશ તો અનુકુળતા એની તરફેણમાં રહેશે. મારે કરવું શું ?" રિક્કિ ટિક્કિ મનોમન વિચારવા લાગ્યો. બીજી તરફ નાગ પણ વિચારે ચઢી ગયો, "જ્યારે કેરૈટને મોતને ઘાટ ઉતારવામાં આવ્યો ત્યારે મોટા માણસ પાસે લાકડી હતી. કદાચ તેની પાસે એ લાકડી હજી પણ હશે! જોકે જ્યારે તે સવારે નાહવા માટે આવે છે ત્યારે તેની પાસે એ લાકડી નહીં હોય. અહીં તે આવશે ત્યાં સુધી હું તેની રાહ જોઈશ. તેં મારી વાત સાંભળી?"

બહારથી કશો જવાબ ન આવ્યો. નાગને એમ હતું કે નાગણ પોતાની વાત સાંભળતી હશે. જો કે નાગણનો કોઈ જવાબ ન આવ્યો એટલે એને ખબર પડી ગઈ કે તે ચાલી ગઈ હતી. એ પછી નાગ બરણીની ફરતે વીંટળાઈ ગયો.એ પછી સૂઈ ગયો. એ વખતે અહીં રિક્કિ ટિક્કિ આવી પહોંચે છે. તે સૂઈ રહેલા નાગને જોઈને કયો ભાગ પકડવો વધારે યોગ્ય રહેશે એ અંગે વિચારે છે. "જો હું પહેલા કૂદકામાં જ એની પીઠના ભાગને તોડી નાખીશ તો તે હજી પણ લડશે." નોળિયાએ વિચાર કર્યો. એ પછી તેણે નાગ સાથે યુદ્ધ શરૂ કર્યું. દસેક મિનિટ સુધી તે લડતો રહ્યો. નાગ પણ જાગી ગયો

હતો. નાગ ફૂંફાડા મારીને પ્રહાર કરતો રહ્યો. એની સામે રિક્કિ ટિક્કિ કૂદકા મારીને નાગ પર હુમલો કરતો હતો. બંનેની લડાઈ ને કારણે અવાજ થયો. એટલી વારમાં મોટો માણસ બંદૂક લઈને આવી પહોંચ્યો. એણે નાગની ફેણના પાછળના ભાગે બે ગોળી મારી. થોડી વારમાં નાગનું પ્રાણપંખેરું ઊડી ગયું. આ દૃશ્ય જોઈ રિક્કિ ટિક્કિએ આંખો બંધ કરી દીધી. એ પછી મોટા માણસે મૃત નાગને પકડ્યો અને કહ્યું, "આ કમાલ બીજા કોઈની નહીં પણ આ નાનકડા રિક્કિ ટિક્કિની જ છે. એણે જ અમારા સહુના જીવ બચાવ્યા છે. "

એ પછી રિક્કિ ટિક્કિ પોતાની જાતને ઘસડતા ઘસડતા ટેડીના સૂવાના ઓરડામાં લઈ ગયો. આખી રાત તે એના શરીરને હલાવતો રહ્યો. સવાર પડી ત્યારે તેને લાગ્યું કે પોતે અક્કડ થઈ જવા પામ્યો હતો. એ પછી તે મનોમન કહેવા લાગ્યો, "હવે મારે નાગણ સાથે બાથ ભીડવી પડશે. તે પાંચ નાગણ જેટલી શકિતશાળી છે. મારે દરજીડા પાસે જવું જ પડશે."

એ પછી સવારના નાસ્તાની રાહ જોયા વિના તે કાંટાળા ઝાડ તરફ પહોંચી ગયો. અહીં દરજીડો તેના ઉચ્ચતમ અવાજે વિજયગાન કરી રહ્યો હતો. આખા બગીચામાં નાગના મોતના સમાચાર ફેલાઈ ગયા હતા. કેમ કે ઝાડુવાળાએ મૃત નાગના શરીરને કચરાના ઢગ પર ફેંક્યું હતું. રિક્કિ ટિક્કિ ગુસ્સે થઈ ગયો. તે કહેવા લાગ્યો, "આ કાંઈ ગાવાનો સમય છે ?" દરજીડો ગાતો રહ્યો, "હવે નાગ મરી ગયો છે, નાગ હવે અહીં ક્યારેય નહીં આવે," "બહાદુર રિક્કિ ટિક્કિએ નાગને એના માથાના ભાગેથી પકડ્યો. અને મોટો માણસ આવ્યો અને નાગના બે ટુકડા કર્યા." દરજીડાએ ઉમેર્યું. દરજીડાની વાત સાંભળી રિક્કિ ટિક્કિ કહેવા લાગ્યો, "તેં કહેલી બધી વાત સાચી છે પણ મને એ કહે કે નાગણ ક્યાં છે ?"

"નાગણ સ્નાનાગારની નીક તરફ આવી હતી અને નાગને બોલાવી રહી હતી." આટલું કહી તે ચાલ્યો ગયો. થોડીવાર બાદ લાકડીના છેડે નાગે દેખ દીધી. નાગ મોતને ભેટ્યો હતો. ઝાડુવાળાએ એને લાકડીના છેડા પર ઊંચક્યો હતો અને એને કચરાના ઢગ પર ફેંક્યો હતો. ત્યારબાદ રિક્કિ ટિક્કિને જાણવા મળે છે કે નાગણ

તો કચરાના ઢગ પર મૃત નાગ માટે વિલાપ કરી રહી છે. તેને એ પણ બાતમી મળે છે કે તેણે તેના ઈંડાં તડબૂચના અંદરના ભાગમાં અઠવાડિયાઓ પૂર્વે મૂક્યા હતા.

એ પછી દરજીડાની પત્ની કચરાના ઢગની નજીક નાગણ જ્યાં વિલાપ કરી રહી હતી ત્યાં જઈને તેની પાંખો ફફડાવવા લાગી. એ મોટેથી કહેવા લાગી, "અરે, મારી પાંખ તૂટી જવા પામી છે. પેલા મકાનમાં રહેતા છોકરાએ મને પથ્થર માર્યો અને એના કારણે મારી પાંખને ઈજા થવા પામી છે." આટલું કહ્યાં બાદ એણે પહેલાં ક્યારેય ન ફફડાવી હોય એ રીતે એની પાંખો ફફડાવી. એટલી વારમાં પેલી નાગણે એનું માથું ઊંચું કર્યું. એ પછી એ કહેવા લાગી, "જ્યારે હું રિક્કિ ટિક્કિને એટલે કે પેલા નોળિયાને મોતને ઘાટ ઉતારવા માટે ડંખ મારી રહી હતી ત્યારે તેં જ એને ચેતવી દીધો હતો." આટલું જણાવ્યા બાદ તે દરજીડાની પત્ની તરફ સરકવા લાગી. દરજીડાની પત્નીએ ચીસ પાડી, "પેલા છોકરાએ પથ્થર મારી પાંખને તોડી નાખી." નાગણ કહેવા લાગી, "હું તને ચોક્કસ પકડી પાડીશ" એ પછી દરજીડાની પત્નીએ પાંખો ફફડાવવાનું ચાલુ રાખ્યું. એક તરફ તે પાંખો ફફડાવતી રહી જ્યારે બીજી તરફ રિક્કિ ટિક્કિ નાગણે જ્યાં ઈંડાં સંતાડ્યાં હતાં તેની શોધમાં નીકળી પડ્યો. રિક્કિ ટિક્કિ તડબૂચ સુધી પહોંચી ગયો. એ પછી તેણે તડબૂચના અંદરના ભાગમાં પ્રવેશ કર્યો. અહીં તેને ઈંડાં જોવા મળ્યાં. એણે ઈંડાંના ઉપરના ભાગને તોડવાનું ચાલુ કર્યું. ત્રણેક ઈંડાં બાકી રહી જવા પામ્યા હતા. જ્યારે દરજીડાની પત્નીએ ચીસ પાડવાનું શરૂ કર્યું ત્યારે રિક્કિ ટિક્કિને હસવું આવ્યું. દરજીડાની પત્ની કહી રહી હતી, "હું નાગણને ઘર તરફ દોરી ગઈ હતી. અત્યારે એ ઓટલા તરફ ચાલી ગઈ છે. જલદી આવી જા" રિક્કિ ટિક્કિએ બે ઈંડાંના ટુકડેટુકડા કરી નાખ્યાં અને એક ઈંડાંને એના મોંમાં મૂકતાં એણે તડબૂચના અંદરના ભાગમાંથી બહારની તરફ ગુલાંટ મારી. એ પછી તે મકાન એટલે કે ઘરના વરંડા કે ઓટલા તરફ ચાલ્યો ગયો. અહીં ટેડી એના મમ્મીપપ્પા સાથે સવારના નાસ્તા માટે બેઠો

હતો. રિક્કિ ટિક્કિના ધ્યાનમાં આવ્યું કે એ લોકો કશું જ ખાઈ રહ્યાં નહોતા. તેઓ મૂર્તિની માફક જડ બની જવા પામ્યા હતા. તેમના ચહેરા ફિક્કા પડી ગયા હતા. ટેડીની ખુરશીની પાસે જે સાદડી પાથરવામાં આવી હતી તેની ઉપર નાગણ ગૂંચળું વળીને બેઠી હતી. ટેડીની સામે જોતાં તે કહેવા લાગી,"મારા પતિને મોતને ઘાટ ઉતારનાર મોટા માણસના દીકરા, ત્યાં જ રહેજે. સહેજ પણ ખસતો નહીં. હજી હું તૈયાર નથી. તમે ત્રણેય જણ થોડી વાર માટે રાહ જુઓ." એટલી વારમાં ત્યાં રિક્કિ ટિક્કિ હાંફતો હાંફતો આવી પહોંચ્યો. અને નાગણને ઉદ્દેશીને કહેવા લાગ્યો, "તારી પાછળની બાજુ નજર ફેરવ. મારી સાથે લડાઈ કર." રિક્કિ ટિક્કિની વાત સાંભળતાં તે કહેવા લાગી, "તમે બધા યોગ્ય સમયે જ અહીં હાજર છો." તે પોતાની આંખો સ્થિર રાખીને આ વાત જણાવે છે. એ પછી ઉમેરે છે, "અત્યારે હું તમારી સાથે સમગ્ર મામલાનો અંત લાવીશ. રિક્કિ ટિક્કિ તારા દોસ્તો સામે નજર કર. તેઓ જડ બની જવા પામ્યા છે. તેઓ મારાથી ડરે છે. તેઓ એક કદમ સુદ્ધાં ખસવાની હિંમત કરી શકતા નથી. અને જો તું થોડું પણ ખસવાની ગુસ્તાખી કરીશ તો હું અવશ્ય હુમલો કરીશ !"

"સાંભળ, તારાં ઈંડાં વિશે તેં કશો વિચાર નથી કર્યો ? તું તારાં ઈંડાંને જો. દીવાલની નજીક મૂકેલા તડબૂચમાં તારાં ઈંડાંને જોવા માટે જા. તું અહીંયાંથી ચાલી જા." એ પછી નાગણ પાછી ફરી. તેના ધ્યાનમાં આવ્યું કે ઓટલા પર એક ઈંડું પડેલું છે. ઈંડાંને જોતાં જ તે બોલી, "નોળિયા, આ ઈંડાંને મારા હવાલે કર." નાગણનું સાંભળ્યા બાદ રિક્કિ ટિક્કિએ ઈંડાંની પ્રત્યેક બાજુએ તેના પંજા મૂકી દીધા. તેની આંખો લાલ થવા પામી. તે કહેવા લાગ્યો, "શું છે આ ઈંડાંની કિંમત ? છેલ્લા બાકી રહેલા આ ઈંડાંની કિંમત મને જણાવ નાગણ. તને સવાલ થશે કે બાકી રહેલા ઈંડાં ક્યાં છે તો મને કહેવા દે કે તે ઈંડાંને અત્યારે કીડીઓ ખાઈ રહી છે !"

એક ઈંડાંને મેળવવા માટે નાગણે કશી જ ચિંતા કર્યા વિના

પાછળ ફરવાનું યોગ્ય માન્યું. એક તરફ નાગણ પાછળ ફરી જ્યારે બીજી તરફ રિક્કિ ટિક્કિનું ધ્યાન ટેડીના પપ્પા તરફ ગયું. તેઓ એમના હાથ વડે ટેડીના ખભાને પકડી રહ્યાં હતા અને આમ કરીને તેઓ ટેડીને નાગણના હુમલાથી બચાવવા માગતા હતા. નાગણે અનુભવ્યું કે ટેડીને મોતને ઘાટ ઉતારવાની તક તે ગુમાવી ચૂકી હતી. તેનું છેલ્લું ઈંડું નોળિયાના પંજા વચ્ચે પડ્યું હતું. તેણે તેની ફેણ થોડી નીચે નમાવી અને બોલી, "મને ખબર છે કે આ મારું બચેલું છેલ્લું ઈંડું છે. જો તું મને એ પરત આપી દે તો હું અહીંયાંથી ચાલી જઈશ અને ફરી ક્યારેય આ તરફ નહીં આવું."

"વાત તારી સાચી છે કે તું ચાલી જઈશ અને ફરી ક્યારેય પાછી નહીં આવે પણ એ પહેલા મારી સાથે લડાઈ કર. મોટો માણસ હમણાં જ ઘરમાં બંદૂક લેવા ગયો છે." રિક્કિ ટિક્કિ બોલ્યો. રિક્કિ ટિક્કિની વાત સાંભળતા નાગણને એવું લાગ્યું કે એની સામે લડાઈનો પડકાર ફેંકવામાં આવ્યો છે. તેણે લડાઈ માટે તૈયારી બતાવી. તેણે તેના શરીરનું ગૂંચળું વાળ્યું અને નોળિયા તરફ ફેંક્યું. રિક્કિ ટિક્કિ તરત જ ઉપર કૂદવા લાગ્યો. બંને એકબીજા સાથે લડવા લાગ્યા. સામસામે હુમલા થવા લાગ્યા. અને આ લડાઈમાં ઈંડાંની વાત ભુલાઈ જવા પામી. તે હજી ઓટલા પર સ્થિર છે. નાગણ ધીમે ધીમે ઈંડાંની નજીક આવતી જાય છે. જે ક્ષણે તેને રિક્કિ ટિક્કિ હાંફતો નજરે પડ્યો તેણે તરત જ તેનું ઈંડું મોંમાં લઈ લીધું. એ પછી ઓટલાના પગથિયા તરફ વળી. એ પછી ઝડપભેર ત્યાંથી સરકવા લાગી. રિક્કિ ટિક્કિ તેની પાછળ રહી જવા પામ્યો. તેને લાગ્યું કે નાગણને કોઈ પણ હિસાબે પકડવી જ પડશે. જો તે નાગણને પકડે નહીં તો તમામ સમસ્યા ફરી ઊભી થઈ જાય તેમ હતું. તે નાગણની પાછળ રીતસરનો દોડવા લાગ્યો.

એના કાને દરજીડાના વિજયગાનનો અવાજ પડ્યો. નાગણ આવતાં જ દરજીડાની ચાલાક પત્ની માળાથી દૂર થઈ હવામાં પાંખો ફફડાવવા લાગી. તેણે નાગણના માથા પર પાંખો ફફડાવવાનું યોગ્ય માન્યું. નાગણ ઝડપભેર સરકી રહી હતી ત્યાં એના ધ્યાનમાં ઉંદરનો દર આવે છે. તે તરત જ એમાં ઘૂસી જાય છે. રિક્કિ ટિક્કિ

પણ તેની પાછળ દરમાં ઘૂસ્યો. દરજીડો ત્યાં હાજર હતો. તેણે જોયું કે દરની પાસેનું ઘાસ હાલતું બંધ થયું. તે કહેવા લાગ્યો, "આજે નોળિયો ભાગ્યે જ બચી શકે. કાળી નાગણ એને મોતને ઘાટ ઉતારી દેશે. હવે તો બહાદુર રિક્કિ ટિક્કિ મોતને ભેટ્યો છે એવા મતલબનું ગીત ગાવું પડશે." આટલું કહી તેણે શોકગીત ગાયું. એની નજર ઘાસ પર પડી. ઘાસ ડોલવા લાગ્યું. તેને આશ્ચર્ય થયું. તેણે જોયું કે તે દરની બહાર આવ્યો. તેના શરીર પર ધૂળ ચોંટેલી હતી.એ પછી એણે ગાવાનું બંધ કર્યું. દરમાંથી બહાર આવીને નોળિયો કહેવા લાગ્યો, "બધું પૂરું થઈ ગયું. હવે નાગણ ક્યારેય બહાર નહીં આવે." કીડીઓએ આ વાત સાંભળી એટલે તુરત જ આ વાતની ખરાઈ કરવા માટે વારાફરતી દરની અંદર જવા લાગી. એ પછી રિક્કિ ટિક્કિ ઘાસ વચ્ચે સૂઈ ગયો. નાગણ સાથે લડાઈ કરતાં કરતાં તે ખૂબ થાકી ગયો હતો. એને આરામની જરૂર હતી. નાગણ નોળિયા સાથે લડાઈ કરતાં મોતને ભેટી હતી.

જ્યારે તેને લાગ્યું કે પૂરતો આરામ મળી ગયો છે, તે ઊભો થઈ ગયો. પછી કહેવા લાગ્યો, "હવે હું ઘર તરફ પ્રયાણ કરીશ. નાગણને મોતને ઘાટ ઉતારવાની વાત કોપરસ્મિથ ને કરીશ એટલે એ આ વાત કે સમાચાર આખા બગીચામાં ફેલાવી દેશે." કોપરસ્મિથ એટલે કે એક પક્ષી કે જે દાંડી પીટનાર છે. તેનું કામતમામ બગીચામાં સમાચાર કહેવાનું છે. રિક્કિ ટિક્કિના જણાવ્યા પ્રમાણે તે બગીચામાં જઈ નાગણના મોતના સમાચાર ઝડપભેર ફેલાવી દે છે. એ પછી રિક્કિ ટિક્કિ ઉત્સાહપૂર્વક ટેડીના ઘર તરફ જવા લાગ્યો.

તે જ્યારે ઘરે પહોંચ્યો ત્યારે ટેડી, એના મમ્મી અને પપ્પા ઘરની બહાર આવ્યા. ટેડીના પપ્પા તો રિક્કિ ટિક્કિને જોતાં જ રડી પડ્યા. એ દિવસે રાત્રે તેણે એને આપવામાં આવેલ બધી જ વાનગીઓ ખાધી. એ પછી તે ટેડીના ખભા પર બેસીને પથારી તરફ ગયો. અહીં ટેડીના મમ્મીએ એને જોયો. એ એમના પતિ એટલે કે ટેડીના પપ્પાને કહેવા લાગી, "જરા વિચારો, એણે આપણા બધાનો જીવ બચાવ્યો છે." તે સૂઈ નહોતો રહ્યો. માત્ર આડો પડ્યો હતો. બધા જ નોળિયા દિવસના અજવાળામાં આરામ કરે છે. તેઓ રાત્રે

સૂતા નથી. એટલે મધ્યરાત્રિ હોવા છતાં તે તરત જ ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો,"અરે, તમે છો. તમે ચિંતા ન કરો. બધા જ નાગ મોતને ભેટ્યા છે." દુશ્મનને પતાવી દેવા માટે તે ગર્વ લઈ શકે એમ હતો પણ એણે એવું ન કર્યું. એ પછી એણે એક નોળિયાએ જે રીતે બગીચાને રાખવો જોઈએ કે સંભાળવો જોઈએ એ રીતે બગીચાને સંભાળ્યો. તે બગીચામાં રહેતા તમામ પક્ષીનો દોસ્ત બની ગયો.

# 7

# નાનો તુમાઇ બન્યો હાથીનો તુમાઇ

એક હાથી હતો. તેનું નામ કાળો નાગ હતું. કાળો નાગ એટલે કે જેનો રંગ કાળો છે તેવો સાપ કે નાગ. જો કે અહીં સાપ કે નાગની વાત નથી પરંતુ કાળા નાગ નામના એક હાથીની વાત છે. આમેય હાથીનો રંગ કાળો છે એટલે એનું નામ કાળો નાગ રાખવામાં આવ્યું હતું. તે ભારત સરકાર સાથે જોડાયેલો હતો. મતલબ કે તે ભારત સરકાર સાથે કામ કરતો હતો. અનેક રીતે તે આપણા દેશની સરકારને ઉપયોગી બન્યો હતો. સુડતાલીસ વર્ષ સુધી તેણે ભારત સરકારની ચાકરી કરી હતી. જ્યારે તેને પકડવામાં આવ્યો ત્યારે એની વય ૨૦ વર્ષ હતી.

આ કાળા નાગ નામના હાથીની માતાનું નામ રાધાપ્યારી હતું. જ્યારે કાળા નાગને પકડવામાં આવ્યો ત્યારે રાધાપ્યારીને પણ પકડવામાં આવી હતી. કાળા નાગના દૂધિયા દાંત પડી જવા પામ્યા એ પહેલાં એની માતાએ એને કહ્યું હતું કે જે હાથી ડરે કે ગભરાય છે તે મુસીબતમાં સપડાઈ જ જાય છે. જ્યારે તેણે તોપગોળો જોયો ત્યારે તેને તેની માતાની સલાહ સારી લાગી હતી.તેની ઉંમર પચ્ચીસ વર્ષ થવા આવી એ પૂર્વે એણે ડરવાનું કે ગભરાવવાનું છોડી દીધું.

એ પછી તે ભારતની ઉપરી સરહદ કે સીમા પર બારસો પાઉન્ડનું વજન ધરાવતા તંબૂ લઈ ગયો. તેને વહાણ કે જહાજમાં ચડાવવામાં આવ્યો. તેના ખભા પર તોપ લઈ જવામાં આવી હતી. તેને અન્ય દેશમાં લઈ જવામાં આવી રહ્યો હતો કે જે દેશ ભારતથી ઘણો દૂર હતો. તેણે સમ્રાટ થિયોડોરને મગદલામાં મૃત અવસ્થામાં આડો પડેલો જોયો. આ જોયા બાદ તે જહાજમાં પરત ફર્યો હતો.

કાળા નાગ નામના આ હાથીની સાથે અન્ય જોડીદાર હાથી પણ હતા. એણે એ બધા હાથીને ઠંડી, વાઈ, ભૂખમરો અને સૂર્યના તાપની ઝાળથી મૃત્યુ પામેલા જોયા હતા. જે સ્થળે તેણે આ હાથીને મૃત અવસ્થામાં જોયા હતા એ સ્થળનું નામ હતું: અલી મસ્જિદ. દસ વર્ષ બાદ અને એ પછી પણ તેને દક્ષિણમાં હજારો માઈલ નીચે જવાની ફરજ પાડવામાં આવી હતી.

ખેર, એ પછી એને મૌલમેન નામની જગ્યા ખાતે લાકડાં લઈ જવાના કામ માટે રોકવામાં આવ્યો. અહીં એનો ભેટો એક એવા હાથી સાથે થયો કે જે મનસ્વી હતો. મતલબ કે ઉપરી કોઈ આજ્ઞા આપે તો તેને પાળવામાં તે માનતો નહોતો. કાળા નાગે તેને અધમૂઓ કરી નાંખ્યો. આ મનસ્વી હાથી તેના ભાગે કે હિસ્સે જે કામ આવતું હતું તે ટાળતો હતો. આ બાબત કાળા નાગને પસંદ ન પડી અને એટલે એણે ગુસ્સે થઈને પેલા મનસ્વી રીતે જીવતા હાથીને ઈજા પહોંચાડી હતી.

આ ઘટના બાદ કાળા નાગને લાકડા લાવવા-લઈ જવાના કામમાંથી મુક્ત કરવામાં આવ્યો. અને અન્ય કેટલાક હાથી સાથે ગારો નામની ટેકરીઓમાં રાખવામાં આવ્યો. ભારત સરકાર હાથીને અત્યંત શિસ્તભર્યા વાતાવરણમાં રાખે છે. આ કાર્ય માટે ભારત સરકાર પાસે એક અલગ વિભાગ છે. આ વિભાગનું કાર્ય હાથીનો પીછો કરવાનું છે. એ પછી જે તે હાથીને પકડવામાં આવે છે. ત્યારબાદ જ્યારે તેની જરૂર પડે ત્યારે આખા દેશમાં કોઈ પણ જગ્યાએ તેને મોકલવામાં આવે છે.

ખેર, જ્યારે કાળો નાગ ઊભો રહ્યો ત્યારે તેની ઊંચાઇ ૧૦ ફૂટ હતી. એ પછી તેના દાંત કાપીને ટૂંકા કરવામાં આવ્યા. એની ઉપર તાંબાનો પટો ચઢાવવામાં આવ્યો. જો કે પટો ચઢાવવા છતાં પણ તે કાપેલા દાંત સાથે ઘણું બધું કરી શકવા સમર્થ હતો. ગારો ટેકરીઓના એક છેડેથી બીજે છેડે અનેક જંગલી પ્રાણીઓ હતાં. એમને પકડવા માટે સૂચના આપવામાં આવી. એ પછી લગભગ ચાળીસથી પચાસ જેટલાં જંગલી પ્રાણીઓને કિલ્લેબંધી કરી આંતરી લેવામાં આવ્યા. એમની પાછળ એક મોટો દરવાજો મૂકવામાં આવ્યો.

કાળા નાગનો મહાવત એટલે મોટો તુમાઈ. મોટા તુમાઈ કાળા તુમાઇનો છોકરો હતો. તે કહેવા લાગ્યો, "આ હાથીએ તો અમારી ત્રણ પેઢીને એને ખવડાવતી જોઈ છે. ચોથી પેઢી પણ તે જોશે." આ સાંભળી નાનો તુમાઈ કહેવા લાગ્યો, "તે મારાથી પણ ગભરાય છે." આ નાનો તુમાઈ એટલે બીજું કોઈ નહીં પણ મોટા તુમાઈનો દીકરો. તે ઊભો થયો અને કહેવા લાગ્યો, "એ તો મારાથી પણ ગભરાય છે." આ નાના તુમાઈની ઊંચાઈ ચાર ફૂટ હતી. તેણે એના શરીર પર માત્ર એક વસ્ત્ર કે કપડું વીંટાળ્યું હતું. તે દસ વર્ષની ઉંમર ધરાવતો હતો. મોટા તુમાઈના પરિવારમાં તેનો જન્મ પ્રથમ થયો હતો. પરંપરા અનુસાર જ્યારે તે મોટો થશે ત્યારે તેના પિતા કે પપ્પાની જગ્યા સંભાળશે.

વળી, તે કાળા નાગ નામના હાથીની છત્રછાયા હેઠળ જન્મ્યો હતો. આ નાનો તુમાઈ ચાલતા શીખ્યો એ પહેલા તે હાથીના દાંતના છેડા ઉપર રમતો હતો. કાળો નાગ તેને પાણીની અંદર પણ લઈ ગયો હતો. જ્યારે નાના તુમાઈએ થોડું થોડું ચાલવાનું શરૂ કર્યું એ પછી તેને પાણીંમાં લઈ જવામાં આવ્યો હતો. જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ લાંબા ડગલા ભરવા માંડ્યો.

એક વખત નાના તુમાઈએ કાળા નાગને કહ્યું, "તું તારા પગને વારાફરતી ઉપર-નીચે કર." કાળા નાગ નામના હાથીએ નાના તુમાઈની વાત કાને ધરી અને એ પ્રમાણે કર્યું. નાનો તુમાઈ તો આ જોઈ ખુશ થઈ ગયો. હાથીએ એની વાત કાને ધરી એ બાબત તેને ગમવા લાગી. કાળા નાગનું વિશાળ શરીર જોઈ નાનો તુમાઈ આશ્ચર્ય અનુભવવા લાગ્યો. તે બોલ્યો, "કાળા નાગ, તારું શરીર કેટલું વિશાળ છે. તું તો મોટો હાથી કહેવાય." એ પછી નાના તુમાઇએ એના પિતાએ કહેલી વાત ટાંકી. તેણે કહ્યુ, "કાળા નાગ, તું જાણે છે કે જ્યારે તારી ઉંમર થશે ત્યારે કેટલાક તવંગર રાજાઓ આવશે અને તેઓ તને સરકાર પાસેથી ખરીદીને લઈ જશે. તેઓ સરકારને મોટી કિંમત ચૂકવીને તને અહીંથી લઈ જશે એ લોકો તારા કદ અને વર્તનને આધારે પસંદગી કરશે. એ પછી તો તારે તારા કાનમાં સોનાના કુંડળ ધારણ કરવા પડશે. તારી ઉપર

અંબાડી મૂકવામાં આવશે. એ પછી તારે રાજાની સવારી વખતે આગળ ચાલવાનું રહેશે. એ પછી હું તારા ગળાના ભાગ ઉપર મારું સ્થાન ગ્રહણ કરીશ. તને કાબૂમાં રાખવા માટે મારી પાસે ચાંદીનું અંકુશ હશે. આપણી આગળની બાજુએ કેટલાક માણસો સોનાની લાકડી લઈને દોડી રહ્યાં હશે ! એ પરિસ્થિતિ સારી હશે પણ હા, એટલી સારી નહીં જેટલી અત્યારે છે. મતલબ કે અત્યારે આપણે જંગલમાં શિકાર કરીએ છીએ. એ વખતે શિકાર કરવાનો નહીં હોય પણ રાજાની ચાકરી કરવાની રહેશે."

એ પછી મોટો તુમાઈ કહેવા લાગ્યો, "તું ભેંસના બચ્ચા જેવો જંગલી છોકરો છે. ટેકરી વચ્ચે રહીને અહીંથી તહીં અને તહીંથી અહીં રખડ્યા કરવું એ સરકાર તરફની શ્રેષ્ઠ સેવા ન હોઈ શકે! ધીરે ધીરે મારી ઉંમર વધતી જાય છે. હું જંગલી હાથીને વહાલ કરતો નથી. હાથીને એક કતારમાં ગોઠવી શકાય એવી જગ્યાની વ્યવસ્થા કરી આપ. એવી કાચી રૂપરેખા તૈયાર કર કે જેમાં દરેક હાથી માટે એક અલગ ખાનું હોય. લાકડાના મોટા થડ કે થાંભલાની વ્યવસ્થા પણ હોવી જોઈએ કે જેની સાથે હાથીને ચુસ્ત રીતે બાંધી શકાય. પહોળા રસ્તાની પણ ખાસ આવશ્યકતા છે. પહોળા રસ્તા પર બધા હાથીને કસરત કરાવી શકાય. આ કિલ્લેબંધીવાળી જગ્યામાં ખરેખર મજા આવતી નથી. કોનપોરની જગ્યા યાદ કર. લશ્કરી સિપાઈ માટેની એ વ્યવસ્થા ખરેખર સારી હતી. એ ઠેકાણે એક બજાર પણ આવેલું હતું. અને દિવસના માત્ર ત્રણ કલાક જ કામ કરવાનું રહેતું હતું."

નાનો તુમાઈ આ સાંભળી વિચારે ચઢી ગયો. તેને હાથીની કતાર કે વાડ યાદ આવી. તે કશું બોલ્યો નહીં. તેને છાવણીનું જીવન વધારે પસંદ પડ્યું. વિશાળ - સપાટ રસ્તા પ્રત્યે તેણે અણગમો પ્રગટ કર્યો.

નાના તુમાઈને શું પસંદ હતું એવો જો સવાલ થાય તો કહેવું પડે કે એને ખીણમાં સહેજ પણ ગભરાયા વિના ડૂબકી મારવાનું ગમતું હતું. વળી, ખૂબ જ દૂરના અંતરે ચરી રહેલા હાથીને જોવાનું પણ તેને સારું લાગતું હતું.કાળા નાગના પગ નીચે જ્યારે ભડકેલા

ડુક્કર અને મોરનો જોરદાર ઘસારો થતો ત્યારે એ દૃશ્ય જોવાનું પણ તેને ગમતું હતું.

ખેર, કોઈ એક સવારે બનેલી આ વાત છે. મોટા તુમાઈએ એના પુત્ર નાના તુમાઈને ઠપકો આપ્યો.એટલે કે કડવા ન ઉચ્ચાર્યા. મોટો તુમાઈ કહેવા લાગ્યો, "પેલા મૂર્ખ શિકારી કે જેમનું વેતન મારા વેતન કરતાં પણ ઓછું છે તેમણે પીટરસેન સાહેબને આ મામલે જણાવી દીધુ હશે."

આ ક્ષણે નાનો તુમાઈ ડરી જવા પામ્યો હતો. સામાન્ય માણસ કે જેને અંગ્રેજીમાં પ્લેનમેન કહેવામાં આવે છે તેના વિશે નાના તુમાઈ પાસે વધારે જાણકારી નહોતી. તેના માટે પીટરસેન સાહેબ સમગ્ર દુનિયામાં સૌથી મોટા માણસ હતા. વાત જાણે એમ છે કે આ સાહેબે ભારત સરકાર હેતુ તમામ હાથીને પકડી પાડ્યા હતા. એમની પાસે હાથીને લગતું તમામ જ્ઞાન હતું. મતલબ કે હાથી સંબંધિત તમામ જાણકારી તેમની પાસે ઉપલબ્ધ હતી.

એ પછી નાના તુમાઈએ સવાલ કર્યો, "શું શું બનશે ?" તેને જવાબમાં એવું જાણવા મળે છે કે કશુંક ખરાબ બની શકે છે. પીટરસેન સાહેબને મૂર્ખ કે ગાંડા માણસમાં ખપાવવામાં આવે છે. પીટરસેન સાહેબ અંદરખાને એવું ઇચ્છે છે કે નાનો તુમાઈ પણ જંગલી હાથીનો પીછો કરી તેને પકડનારો શિકારી બની જાય ! આગામી અઠવાડિયે જંગલી હાથીને પકડવાનું કાર્ય પૂરું થતું હોઈ નાનો તુમાઈ અને મોટા તુમાઈને એમના મૂળ ઠેકાણે પરત મોકલવાનું આયોજન હતું. મોટો તુમાઈ એના દીકરા નાના તુમાઈને કહે છે, "આ કાર્ય પૂર્ણ થાય એ પછી આપણે એકદમ સુંવાળા રસ્તા પર કૂચ કરીશું. એ પછી શિકાર પ્રવૃત્તિ બંધ કરી દઈશું. "

ખરેખર તો મોટા તુમાઈને એક બાબત પ્રત્યે અણગમો હતો. એનો પુત્ર નાનો તુમાઈ આસામી લોકોના કારોબારમાં કોઈ ખાસ ઉદ્દેશ વિના વચ્ચે પડતો હતો એ બાબત તેને નહોતી ગમતી. અને એટલે એક વખત તે તેના પુત્રને કહે છે, "તારે આ લોકો વચ્ચે પડવું જોઈએ નહીં. રહી વાત કાળા નાગની, તો મને કહેવા દો કે એ કદાચ બીજા કોઈનું કહ્યું નહીં માને પણ જો હું કંઈ આજ્ઞા કરીશ

તો તરત જ એ પ્રમાણે કરશે. માટે મારે એની સાથે કિલ્લેબંધી કરેલ જગ્યા (વાડ)માં જવું જ પડશે. કાળો નાગ માત્ર લડાયક નાગ તરીકેની ઓળખ ધરાવે છે. બાંધવાના કામમાં તે તેના તરફથી કોઈ મદદ કરી નહીં શકે ! અને એટલે એક મહાવત જેમ એનું સ્થાન ગ્રહણ કરે છે તેમ હું મારું સ્થાન ગ્રહણ કરીશ."

મોટો તુમાઈ નાના તુમાઈને એમ પણ કહે છે, "તારી સાથે કાળા નાગને લઈ જા. એ પછી એની વાત ધ્યાનથી સાંભળ. એના પગમાં કાંટા છે કે કેમ તેની તપાસ કર. જો તું એમ નહીં કરે તો પીટરસેન સાહેબ તને ચોક્કસ પકડી લેશે. એ પછી તને જંગલી શિકારી બનાવી દેશે.તે ખૂબ જ શરમજનક બાબત લેખાશે. અહીંથી જલદી જા." નાના તુમાઈએ પિતાની વાત એક ચિત્તે સાંભળી. એ પછી તેણે મોંમાંથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહીં. અને એ પછી તે કાળા નાગ નામના હાથી પાસે પહોંચ્યો. તેણે કાળા નાગને કહ્યું, "એય મને તારા પગ બતાવ." નાના તુમાઈએ પોતાને જે ફરિયાદ કે દુ:ખ હતા તે કાળા નાગ સમક્ષ જણાવી દીધાં. નાના તુમાઈએ પોતાની સમસ્યા કાળા નાગ સામે વ્યક્ત કરી. અને એની સાથે તે પગ પણ તપાસી રહ્યો હતો. કાળા નાગનો જમણો કાન પણ તુમાઈએ ઊંચો કર્યો. તેને અનુભવ થયો કે કાનનું વજન વધારે હતું. કાન ઉપર રુવાંટી પણ હતી. કાળા નાગનો કાન ઊંચો કરી નાનો તુમાઈ કહેવા લાગ્યો, "તે લોકોએ પીટરસેન સાહેબને મારું નામ જણાવી દીધું છે. મેં જે કાંટો ખેંચી કાઢ્યો હતો તે ખૂબ મોટો હતો."

ખેર, એ પછી કેટલાક દિવસો હાથીને એકત્ર કરવામાં પસાર થયા. સાહેબ એક માદા હાથણી ઉપર સવાર થઈ આવ્યા. એ માદા હાથણીનું નામ પદ્મિની હતું. ટેકરી મધ્યે અન્ય છાવણી પણ હતી. પીટરસેન સાહેબ બધાને પૈસા ચૂકવી રહ્યાં હતા. કેમ કે મૌસમ હવે પૂરી થવા આવી હતી. અહીં એક અન્ય દૃશ્ય પણ જોવા મળ્યું. એક સ્થાનિક કારકુન એટલે કે ક્લાર્ક એક ઝાડની નીચે ટેબલની બાજુમાં બેઠો હતો. ટેબલ ઉપર નાણાંની કોથળી પડી હતી. અહીં તે મહાવત તરીકે કામ કરતા માણસોને એમનું મહેનતાણું કે વળતર ચૂકવવા બેઠો હતો. જેમ દરેક માણસને મહેનતાણું ચૂકવવામાં આવતું હતું

તેમ તે તેના હાથી તરફ પરત ફરતો હતો. અને એ પછી પ્રયાણ માટે તૈયાર કતારમાં ભળી જતો હતો. હાથીને પકડનારા, શિકાર કરનારા વગેરે લોકોએ હાથી પર પોતાનું સ્થાન ગ્રહણ કરી લીધું હતું. આ તમામ હાથી પીટરસેન સાહેબના કાયમી દળના હતા. એ પછી મોટો તુમાઈ પૈસા વહેંચનારા કારકૂન પાસે પહોંચ્યો. તેની પાછળ નાનો તુમાઈ પણ હતો. એ વખતે પીટરસેન સાહેબની નજર નાના તુમાઈ પર પડે છે. તેઓ કહેવા લાગે છે, "અરે, આ તો મોટી વયનો માણસ નથી બલકે એક છોકરો છે. છેલ્લા શિકારટાણે તે કિલ્લેબંધી કરેલા વિસ્તારમાં એટલે કે વાડમાં પહોંચ્યો હતો. આ છોકરાને તો હું બહુ સારી રીતે ઓળખું છું. મને બરોબર યાદ છે કે જ્યારે અમે હાથીનું બચ્ચું મેળવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા ત્યારે એણે દોરડું ફેંક્યું હતું. બચ્ચાના ખભાના ભાગ ઉપર એક નિશાન કે ડાઘો પણ હતો."

એ પછી તેમણે નાના તુમાઈની આંખોમાં આંખ મેળવી પૂછ્યું, "તું તો બહુ નાનો છે. તારું નામ શું છે ?" નાનો તુમાઈ ગભરાઈ જવા પામ્યો એટલે એણે કશો જવાબ આપ્યો નહીં. તેની પાછળ કાળા નાગ નામનો હાથી ઊભો હતો. નાના તુમાઈએ તેના હાથ દ્વારા સૂચક ઇશારો કર્યો. એ પછી કાળા નાગે એની સૂંઢ ફેલાવી. એણે સૂંઢમાં નાના તુમાઈને ચુસ્ત રીતે પકડ્યો. થોડી વારમાં સૂંઢ ઊંચે ચઢવા લાગી. સૂંઢમાં નાનો તુમાઈ વીંટળાયેલો હતો. પેલા હાથીએ પદ્મિનીના કપાળને સમાંતર નાના તુમાઈ સાથેની સૂંઢ સ્થિર કરી. એ વખતે પીટરસેન સાહેબ સામે જ હાજર હતા. નાના તુમાઈએ એના હાથનો ઉપયોગ કરી એનો ચહેરો ઢાંકી દીધો. પીટરસેન સાહેબે આ જોયું અને કહ્યું, "ઓ હો ! આ કરામત તેં તારા હાથીને કેમ શીખવી નહોતી ? મકાઈ તોડવા માટે તને આ કરામત કામે લાગી હતી ?" નાનો તુમાઈ આ સવાલનો જે જવાબ આપે છે એ સાંભળી કેટલાક માણસોએ અટ્ટહાસ્ય કર્યું. હસનારા માણસોમાંના કેટલાય માણસોએ આ કરામત તેમના હાથીને શીખવી હતી. આ માણસો જ્યારે ઉંમરમાં કે વયમાં નાના હતા ત્યારે તેમણે તેમના હાથીને આ કરામત શીખવી હતી.

ખેર, નાનો તુમાઈ હવામાં લગભગ આઠ ફૂટ ઊંચે લટકી રહ્યો હતો. મોટા તુમાઈએ આ દૃશ્ય જોયું. તેણે કહ્યું, "સાહેબ, એ બીજું કોઈ નહીં પણ મારો દીકરો તુમાઈ છે." મોટા તુમાઈના ડોળા મોટા થયા. એણે વધુમાં ઉમેર્યું, "સાહેબ, તે સારો છોકરો નથી." એ પછી પીટરસેન સાહેબે એમના ખિસ્સામાંથી ચાર આના કાઢ્યા. એ ચાર આના તેમણે પેલા નાના તુમાઈને આપ્યા. તેમણે કહ્યું, "એ છોકરા, લે આ ચાર આના. તું આ ચાર આના આપીને મીઠાઈ ખરીદી શકે છે. તારા માથા ઉપર વાળનું રીતસરનું છાપરું બન્યું છે. આ છાપરા નીચે તારું નાનું માથું આવેલું છે." મોટા તુમાઈએ પીટરસેન સાહેબના શબ્દો સાંભળ્યા. તેણે વધારે ડોળા કાઢ્યા.

"હજી સાહેબ કશું કહેવા ઇચ્છે છે." નાના તુમાઈએ વિચાર કર્યો. પીટરસેન સાહેબ બોલ્યા, "નાના છોકરા, એક વાત યાદ રાખજે કે કિલ્લેબંધીવાળી જગ્યામાં એટલે કે વાડની અંદર જઈ રમવું નાના છોકરા માટે યોગ્ય નથી."

નાનો તુમાઈ હાંફી રહ્યો હતો. તેણે પૂછ્યું, "સાહેબ, મારે ત્યાં ક્યારેય જવાનું નથી ? "

છોકરાનો પ્રશ્ન સાંભળી સાહેબ સ્મિત કરવા લાગ્યા. તેમણે જવાબ આપ્યો, "હા, તારે ત્યાં ક્યારેય જવું નહીં."

એ પછી એમણે સ્પષ્ટતા કરી કહ્યું, "એ જ ખરો સમય છે કે જ્યારે તું હાથીનું નૃત્ય કે નાચ જુએ. તને જો હાથીનો નાચ કે નૃત્ય જોવા મળે તો વિલંબ કર્યા વિના મારી પાસે આવ. અને એ પછી જ હું તને કિલ્લેબંધીવાળી તમામ જગ્યા કે વાડમાં જવાની મંજૂરી આપીશ."

એક-બે મિનિટ બાદ ફરી ત્યાં હાસ્યનું મોજું ફરી વળ્યું. હાથીનો પીછો કરી તેને ઝડપી લેનારા લોકોમાં આ એક જૂની રમૂજ હતી. ખરી રીતે તો જંગલોમાં એવાં કેટલાંય સપાટ સ્થળો છુપાયેલાં હતાં કે જે સ્થળોને 'હાથીના નૃત્યખંડ' તરીકે ઓળખવામાં આવતાં હતાં. પરંતુ હકીકત એ છે કે આ બધી જ જગ્યાઓ કે સ્થળો અકસ્માતે જડેલાં કે શોધાયેલાં હતાં. એ પછી કાળા નાગે નાના તુમાઈને નીચે ઉતાર્યો.

આપણે જાણીએ છીએ એ મુજબ કાળા નાગે તેને સૂંઢ વડે પકડીને ઊંચો કર્યો હતો. હવે તેને જમીન પર મૂકવામાં આવ્યો. નીચે ઊતર્યા બાદ તે તેના પિતા તુમાઈ પાસે ચાલ્યો ગયો. એ પછી એણે પેલા ચાંદીના ચાર આના એની મમ્મીને આપ્યા. એની મમ્મી નાના તુમાઈના નાના ભાઈને રમાડી રહી હતી. એ પછી તે તમામ લોકોને કાળા નાગ પર બેસાડવામાં આવ્યા. એ પછી કતાર લાંબા રસ્તા પર આગળ વધવા લાગી. આ કતારમાં નવા હાથીનો સમાવેશ થયો હોવાથી તે ખરેખર જીવંત લાગી રહી હતી.

નવા હાથીનો ઉમેરો થયો હોવાથી એમની સાથે હોશિયારીપૂર્વક કામ લેવું પડે તેવી સ્થિતિ ઊભી થઈ હતી. મોટા તુમાઈના મગજમાં ગુસ્સો ભરાઈ જવા પામ્યો હતો. આ ભરાયેલો ગુસ્સો કોઈ પણ રીતે બહાર નીકળવા પ્રયત્ન કરતો હતો. મોટા તુમાઈના હાથમાં અણીદાર અંકુશ હતી. એણે કાળા નાગને અંકુશ વડે ઘોંચપરોણો કર્યો.

પિતા મોટો તુમાઈ ગુસ્સે હતો ત્યારે પુત્ર નાનો તુમાઈ ખુશ જણાતો હતો. પીટરસેન સાહેબે પણ આ બાબત નોંધી કે બાપ ગુસ્સામાં હતો અને બેટો આનંદ માણી રહ્યો હતો. પીટરસેન સાહેબે એને થોડા પૈસા આપ્યા એટલે એને એવી લાગણી થઈ કે પોતે સાહેબનો ખાનગી સિપાઈ છે ! નાના તુમાઈની મમ્મી નજીકમાં જ હતી. એણે બહુ વિચાર કર્યા વિના એની મમ્મીને પૂછ્યું, "મમ્મી, મને પીટરસેન સાહેબે હાથીના નાચ વિશે વાત કરી છે. હાથીનો નાચ એટલે શું ?"

મોટા તુમાઈએ મા-દીકરા વચ્ચેની ઉપરોક્ત વાત સાંભળી કે તરત જ કહેવા લાગ્યો, "એનો અર્થ સ્પષ્ટ છે કે તારે ક્યારેય ટેકરી પર રહેતી ભેંસોમાંની એક ભેંસ જેવું બનવું જોઈએ નહીં ! "

કતારમાં એક આસામી મહાવત પણ હતો. એને ગુસ્સો આવ્યો કે તે ગોળ ફર્યો અને બોલ્યો, "તમારા જેવા ગધેડા સાથે જવા હેતુ માટે મને શું કામ પીટરસેન સાહેબે પસંદ કર્યો ? "

ત્યારબાદ કાળા નાગે નવા હાથીને એની પાંસળીમાં ઈજા પહોંચાડી. એ દરમિયાન એક અન્ય મહાવત કહે છે, "અમે ટેકરી

મધ્યેથી ઝડપથી પસાર થઈ ગયા છીએ. તું બહુ ડાહ્યો છે. કોઈ પણ માણસ કે જેણે જંગલને ક્યારેય જોયું નથી તે જાણશે કે શિકાર કરવા માટેની મૌસમ પૂર્ણ થઈ છે. અને એટલા માટે આજે રાત્રે જંગલી હાથી..."

અન્ય મહાવતે વાક્ય અધૂરું છોડ્યુ એટલે નાના તુમાઈની જિજ્ઞાસા વધી ગઈ. તેણે પૂછ્યું, "તેઓ શું કરશે ?"

"અરે, નાના તું ત્યાં છે. સારું હું તને જણાવીશ. એટલા માટે કે તું ઠંડા મગજવાળો છોકરો છે. તેઓ નાચ કરશે. અને આ બાબત તારા પિતા માટે ખૂબ અગત્યની છે. કેમ કે તેણે બધી જ ટેકરી ખૂંદી કાઢી છે. મતલબ કે બધી ટેકરી મધ્યેથી પસાર થઈ ચૂક્યો છે."

નજીકમાં જ મોટો તુમાઈ આ ચર્ચા સાંભળે છે. તે બોલી ઊઠ્યો, "શું વાત કરે છે તું ? હું અને મારો દીકરો છેલ્લાં કેટલાંક વર્ષોથી હાથીની સંભાળ રાખીએ છીએ. હાથી નાચે કે નૃત્ય કરે એ અંગે અમે ક્યારેય સાંભળ્યું નથી. મારી દૃષ્ટિએ તો આ એક ભ્રામક માન્યતા છે. હાથી તે કાંઈ નાચતા હશે !"

મોટા તુમાઈના ગળે વાત ઉતારવા પેલો જવાબ આપે છે કે, "હા, નાના મકાનમાં રહેતો માણસ એના મકાનની ચાર દીવાલની અંદર બનતી ઘટનાઓ વિશે જ માહિતગાર રહે છે. સારું, મારી વાત તને સાચી લાગતી ન હોય તો આજે રાત્રે જ એક પ્રયોગ કરી જો. તારા હાથીને બેડીમુક્ત કરી દે અને પછી જો શું થાય છે !" એ પછી તેઓ તેમની પ્રથમ કૂચ કરે છે. ત્યારબાદ હાથીને સાંકળથી બાંધવામાં આવે છે. આ નવા હાથી સામે સૂકું ઘાસ કે ચારો મૂકવામાં આવે છે. એ પછી ટેકરી પરના મહાવતો બપોરના અજવાળામાં પીટરસેન સાહેબ પાસે રવાના થાય છે. તેઓ સામાન્ય મહાવતોને જણાવે છે, "સંભાળજો, આજે રાત્રે તમારે બહુ કાળજી રાખવી પડશે."

સામાન્ય મહાવતોએ તેનું કારણ પૂછ્યું તો પેલા લોકો હસવા લાગ્યા.

કાળા નાગ નામના હાથીનો વાળુ કરવાનો સમય થયો ત્યારે નાનો તુમાઈ ત્યાં હાજર રહ્યો. તે છાવણીમાં ફર્યો. તે એક નગારાની

શોધમાં હતો. આ છાવણીમાં એક મીઠાઈ વેચનારો હતો. એણે નાના તુમાઈને એક નગારું આપ્યું. જ્યારે રાત્રે તારા પ્રકાશિત થવા લાગ્યા ત્યારે કાળા નાગ સામે તે પગ ઉપર પગ ચઢાવીને બેઠો હતો. નગારું તેના ખોળામાં છે. એ પછી નગારા ઉપર તેના હાથ વડે થાપ મારવા લાગ્યો.નગારામાંથી અવાજ આવતો રહ્યો. જોકે એ અવાજમાં ન તો કોઈ ધૂન હતી કે ન તો કોઈ શબ્દો. પણ તેમ છતાં તે ખુશ થઈ રહ્યો. એ સમયે નવા હાથી તેમની જગ્યા ઉપર અવાજ કરવા લાગ્યા.એ વખતે એ એની મમ્મીનો અવાજ સાંભળી રહ્યો હતો. છાવણીમાં બનાવેલ મકાનમાં એની મમ્મી એના નાના ભાઈને સૂવડાવી રહી હતી. એની મમ્મી ભગવાન શિવનું ભજન ગાઈ રહી હતી. એ પછી નાનો તુમાઈ થોડી વાર માટે સૂઈ ગયો. જ્યારે તે જાગ્યો ત્યારે તેણે જોયું કે કાળા નાગ નામનો હાથી તેના કાન સરવા કરીને હજી પણ ઉભો રહ્યો હતો. એ પછી બધા હાથી જાણે તેમની પાછળ બંદૂક ફોડવામાં આવી હોય એમ ગભરાઈને કૂદવા લાગ્યા.તેઓ મોટેથી અવાજ કરવા લાગ્યા. તે અવાજને કારણે સૂઈ રહેલા મહાવત જાગી જાય છે.એ પછી બધા હાથીને કિલ્લેબંધીવાળી વાડમાં દોરી જવામાં આવે છે. બધા હાથીને અંદર સાંકળ વડે બાંધી દેવામાં આવે છે. એ દરમિયાન એક નવો હાથી તેને જે ખૂંટી સાથે બાંધવામાં આવ્યો હતો તે ખૂંટી જમીનમાંથી ખેંચી કાઢે છે. મોટો તુમાઈ આ દૃશ્ય જુએ છે. એ પછી તે તરત જ કાળા નાગના પગની સાંકળને કાઢીને પેલા હાથીના પગને બાંધી દે છે.

એ પછી કાળા નાગ નામનો હાથી ઢોળાવના ઉપરના ભાગે પહોંચે છે. તે થોડી વાર માટે વિરામ લે છે. આ જગ્યાએથી તે ઝાડના શિખર જુએ છે. એ પછી ડાળીઓ તેનું માથું ઢાંકી દે છે. અને કાળો નાગ ખીણમાં જવાનું શરૂ કરે છે. તેને પાણીમાં ઊતરવાનું પણ આવે છે. તે પાણીમાં ઊતરે છે એ પછી તેની સૂંઢમાં પાણી ભરે છે. એ પછી ફૂંક મારીને પાણી બહાર ફંગોળે છે. હાથીને આવી રમત કરતો આપણે ક્યારેક તો જોયો જ હશે. એ પછી એણે બીજું ચઢાણ આરંભ્યું. આ વખતે તે એકલો નહોતો. વળી, આ વખતે એને રસ્તો નિર્માણ કરવાની કે બનાવવવાની કોઈ આવશ્યકતા

નહોતી. રસ્તો કે માર્ગ તો બનાવી દેવામાં જ આવ્યો હતો. રસ્તાની પહોળાઈ લગભગ છ ફૂટ હતી. તેની નજર સમક્ષ જંગલી ઘાસ ઝૂકીને જાણે પોતાની નમ્રતા બતાવી રહ્યું હોય એમ લાગતું હતું! આ જંગલી ઘાસની ઉપર રંગબેરંગી પતંગિયાં ઘૂમી રહ્યાં હતાં. કાળા નાગે કેસરી, પીળા, સફેદ અને કાળા રંગનાં પતંગિયાં જોયાં. એને આ દૃશ્ય જોઈ સારું લાગ્યું. થોડા વખત પૂર્વે અહીંથી હાથી પસાર થયા હોવા જોઈએ, એણે વિચાર કર્યો.

ખેર, એ પછી નાના તુમાઈએ પાછળ નજર કરી તો એને મોટાં દાંતવાળો હાથી જોવા મળ્યો. આ હાથીની આંખો ડુક્કરની આંખોને મળતી આવતી હતી. આ જ આંખો જેમ ગરમ કોલસો ચળકે એમ ચળકી રહી હતી. આ હાથી એના મોટા શરીરને ધુમ્મસવાળી નદીમાંથી બહાર કાઢવા મથી રહ્યો હતો. એ પછી વૃક્ષો ફરી વખત ઢળવા લાગ્યા. હાથી અંદરોઅંદર અવાજ કરવા લાગ્યા. તેમની વચ્ચે ઘર્ષણ પણ થયું. ડાળીઓ તૂટતાં તેનો અવાજ પણ સંભળાવા લાગ્યો. થોડી વારમાં તો કાળો નાગ ટેકરીની ઊંચાઈ પર પહોંચી ગયો. અહીં તે બે ઝાડ વચ્ચે ઊભો રહ્યો. નાનો તુમાઈ તે જોઈ શક્યો. તેણે એ પણ જોયું કે અહીં જે જમીન હતી તેની સપાટી એકદમ કઠણ થઈ જવા પામી હતી. જાણે કે ઈંટોનું બનેલું ભોંયતળિયું ન હોય ! સ્વચ્છ જમીન મધ્યે કેટલાક ઝાડ ઊગેલા હતા. પરંતુ તે ઝાડની છાલ ઘર્ષણને કારણે ઘસાઈ જવા પામી હતી. ઝાડની ઉપરની ડાળીઓમાંથી વેલા નીચેની તરફ લટકી રહ્યા હતા. નાના તુમાઈએ જોયું કે વધારે ને વધારે હાથી ખુલ્લામાં આવવા લાગ્યા. તે વધારેમાં વધારે દસ સુધી ગણતરી કરી શક્યો. એ પછી એણે પુનઃ ગણતરી શરૂ કરી. તેણે તેની આંગળી વડે ગણતરી કરવાનું યોગ્ય માન્યું. એ પછી એનું માથું ઘૂમવા લાગ્યું. અહીં સફેદ દાંતવાળા હાથી હતા. તેમના ગળા પરની સળ વચ્ચે કેટલીક બદામ અને નાની ડાળી પડેલી હતી. તેમના કાનના પોલાણમાં પણ કચરો ભરાયેલો હતો. તુમાઈએ જાણ્યું કે જ્યાં સુધી તે કાળા નાગના ખભે બેસી રહેશે ત્યાં સુધી તેની સાથે કશું જ બનશે નહીં. અહીં તેને પદ્મિની નામની એક માદા હાથણી જોવા મળી. પદ્મિની એટલે બીજું કોઈ

નહીં પણ પીટરસેન સાહેબની પાલતુ હાથણી. તેણે ચોક્કસપણે ખીંટી તોડી નાખી હશે અને એ પછી પીટરસેન સાહેબની છાવણીમાંથી અહીં ધસી આવી હોવી જોઈએ, નાના તુમાઈએ અનુમાન કર્યું. નાના તુમાઈએ અન્ય એક હાથી પણ જોયો. આ હાથીના પાછળના ભાગે દોરડાના કારણે પડેલા ઘસરકા દેખાતા હતા. તે પણ છાવણીમાંથી ભાગી આવેલો હાથી હોવો જોઈએ, નાના તુમાઈએ વિચાર કર્યો.

એ પછી ચંદ્ર ઉપર વાદળું છવાઈ ગયું. એ પછી તે અંધારા હેઠળ બેસી રહ્યો. જો કે એકધારી ધાંધલ, ધક્કામુક્કી અને ખળખળ અવાજ ચાલતો રહ્યો. તેને ખબર પડી કે કાળા નાગની ચોતરફ અન્ય હાથી હતા. અને એટલે કાળા નાગને કતારમાંથી પરત કે પાછો લઈ જવાની કોઈ તક મળે એમ નહોતી. કિલ્લેબંધીવાળા વિસ્તારમાં એટલે કે વાડમાં તો મશાલ રહેતી પણ અહીં તો તે અંધારામાં એકલો હતો. ત્યારબાદ એક હાથી અવાજ કરવા લાગ્યો. એ હાથીનો અવાજ ભારે એટલે કે મોટો હતો. ઝાડ ઉપરથી ઝાકળનો છંટકાવ થવા લાગ્યો.

જાણે કે વરસાદ પડતો હોય. અને એ પછી એક જુદો જ અવાજ આરંભાયો. શરૂઆતમાં આ અવાજ ધીમો હતો. અને એટલે નાનો તુમાઈ તે શું હતું તે જાણી શક્યો નહીં.પરંતુ એ અવાજ ધીમે ધીમે વધતો ચાલ્યો. અને કાળા નાગ નામના હાથીએ તેનો આગળનો એક પગ ઊંચો કર્યો એ પછી બીજો પગ ઊંચો કર્યો. અને એ પછી પગને જમીન પર લાવવામાં આવ્યા. હવે હાથી એકલા જમીન પર પગ પછાડી રહ્યાં હતા. સિપાઈઓ કૂચ કરે અને જેવો અવાજ આવે તેવો અવાજ આવવા લાગ્યો. યુદ્ધ થવાનું હોય ત્યારે જે પ્રકારે નગારાનો અવાજ સંભળાય એ પ્રકારનો અવાજ સંભળાવા લાગ્યો. સામાન્ય રીતે જ્યારે યુદ્ધ આરંભાય ત્યારે ગુફાના પ્રવેશદ્વાર આગળ યુદ્ધ માટેનું નગારું વગાડવામાં આવે છે. ઝાડ ઉપર ઝાકળના જેટલા પણ બૂંદ હતા તે બધા નીચે ટપટપ અવાજ કરતા પડવા લાગ્યા. નાના તુમાઈને આ અવાજ અસહ્ય લાગ્યો. એટલે એણે એના બે હાથ વડે કાનને બંધ કરી દીધા. જોકે એમ કાંઈ કાન ઉપર હાથ મૂકી દેવાથી અવાજ બંધ થાય ખરો ! પ્રચંડ થરથરાટ તેના સમગ્ર

અસ્તિત્વને ઢંઢોળી રહ્યો હતો. તેના શરીરમાંથી અવાજ વહી રહ્યો હતો. તેની નજીકમાં એક

વૃક્ષ ચૂં ચૂં અવાજ કરી રહ્યું હતું. એણે એના હાથ હટાવી લીધા અને અવાજનો અનુભવ કર્યો. પરંતુ કાળો નાગ આગળ ધસ્યો. તે ભારે પગલાં મૂકીને હજી પણ ચાલી રહ્યો હતો. તે સાફ કરેલી જમીન પર કઈ જગ્યાએ હતો તે કહી શક્યો નહીં. હાથી તરફથી કોઈ પ્રકારનો અવાજ આવતો નહોતો. સાથે સાથે નાચનો અવાજ પણ તેને સાંભળવા મળ્યો. એ અવાજ લગભગ બે કલાક સુધી ચાલતો રહ્યો. જોકે રાત્રિની હવાથી એને ખબર પડી ગઈ કે મળસકું થઈ રહ્યું હતું. લીલી ટેકરીની પાછળ સવાર ખીલી ઊઠી. સૂરજના પ્રથમ કિરણથી જ જાણે અવાજ બંધ થઈ જવા પામ્યો. તેણે આજુબાજુ નજર ફેરવી તો કાળો નાગ, પદ્મિની અને જેમના શરીર પર દોરડાના કારણે ઘસરકા પડેલા હતા એવા હાથી જોવા મળ્યા. ટેકરીની નીચેની બાજુએ કોઈ પણ પ્રકારની હલચલ જોવા ન મળી. બીજા બધા ક્યાં ગયા હશે એ પ્રશ્ન નાના તુમાઈના મનમાં ઊઠ્યો.

નાનો તુમાઈ વારંવાર તાકી રહ્યો. સાફ કરેલી જમીન તેને યાદ હતી એ પ્રમાણે રાત્રે બદલાઈ જવા પામી હતી. તેની મધ્યે વધારે વૃક્ષો ઊભાં રહ્યાં હતા. પરંતુ નાના ઝાડ અને જંગલમાં ઊગતું ઘાસ ઝોલા ખાઈ રહ્યું હતું. અને તે ઝાંખું પડી જવા પામ્યું હતું. નાના તુમાઈએ ફરી એક વખત જોયું. હવે તેને હાથીના ચાલવાની વાત વધારે સમજાઈ ગઈ. હાથીએ વધારે વિસ્તારમાં કે જગ્યામાં ચહલપહલ કરી હતી. અને એના કારણે તેમના વજનદાર પગ નીચે ગાઢ કે જાડું ઘાસ પણ કચડાઈ ગયું હતું. વાંસ પણ કચડાઈ ગયા હતા. નાના તુમાઈએ કહ્યું, "વાહ !" તેની આંખો ભારે જણાતી હતી. તેણે ઉમેર્યું, "કાળા નાગ, મારા માલિક અમને પીટરસેન સાહેબની છાવણીમાં લઈ જા. જો તું એમ નહીં કરે તો હું તારા ખભા ઉપરથી નીચે ઊતરી જઈશ"

અહીં એક અન્ય હાથી પણ હતો. તેણે જોયું કે આ બંને જણ દૂર જઈ રહ્યાં હતા. તેણે સુસવાટ કરવા માંડ્યો. એ પછી તે ગોળ ફર્યો. અને એનો આગવો માર્ગ પસંદ કર્યો. તે લગભગ

સો માઈલ દૂરથી આવતો હોવાનું લાગી રહ્યું હતું. તે કોઈ રાજાના પરિવારમાંથી આવતો હોવાનું જણાઈ રહ્યું હતું. બે કલાકની અવધિ બાદ પીટરસેન સાહેબ એમનો સવારનો નાસ્તો કરી રહ્યા હતા. એમના હાથી કે જેઓને તે રાત્રે બે સાંકળ વડે બાંધવામાં આવ્યા હતા તેઓ બબડાટ કરવા લાગ્યા. પદ્મિની નામની માદા હાથણીનો ખભો કાદવથી ખરડાયેલો હતો. કાળા નાગના પગ ઉપર સોજા ચઢી ગયા હતા. આવી સ્થિતિમાં તેઓ લથડિયાં ખાતાં ખાતાં છાવણીમાં પહોંચે છે. નાના તુમાઈનો ચહેરો ઉત્સાહ વિનાનો જણાતો હતો. તેનો ચહેરો સંકોચાઈ જવા પામ્યો હતો. તેના માથાના વાળમાં પુષ્કળ પ્રમાણમાં પાંદડાં ભરાઈ જવા પામ્યાં હતાં. ઝાકળથી તેના વાળ પલળી જવા પામ્યા હતા. પરંતુ તેણે પીટરસેન સાહેબને સલાહ આપવાનો પ્રયાસ કર્યો. તે ઢીલો થઈને કહેવા લાગ્યો, "મેં હાથીનો નાચ જોયો છે. જો તમને મારી વાત પર ભરોસો ન બેસતો હોય તો માણસોને હાથીનો નાચ જોવા રવાના કરો. અને તેઓ શોધી કાઢશે કે હાથીની જમાતે તેમની નાચ કરવા માટેની જગ્યાને ખૂંદી કાઢી છે. તેમના પગનો ઉપયોગ કરીને તેમણે આ જગ્યાને વધારે મોટી બનાવી છે. મેં તે જગ્યા જોઈ છે. સાચી વાત કહું તો કાળો નાગ મને ત્યાં લઈ ગયો હતો."

એ પછી નાનો તુમાઈ સૂઈ રહ્યો. જ્યારે તે સૂતો હતો ત્યારે પીટરસેન સાહેબ અને મછુઆ અપ્પાએ હાથીના રસ્તાનું પાલન કર્યું. પીટરસેન સાહેબે હાથી પકડવાના કાર્યમાં અઢાર વર્ષ પસાર કર્યાં હતાં. પહેલાં એમણે માત્ર એક જ વખત આવી નાચ માટેની જગ્યા શોધી હતી. મછુઆ અપ્પાને સાફ કરેલી જમીન પર બે વખત નજર નાખવાની આવશ્યકતા નહોતી. એમણે કહ્યું, "આ નાનો છોકરો સાચી વાત કરે છે. છેલ્લી રાત્રે આ આખી ઘટના બની હતી. નદીને પાર કરતાં લગભગ સિત્તેર માર્ગની મેં ગણતરી કરી છે. સાહેબ, અહીં નજર કરો. પદ્મિનીના પગમાં જે બેડી બાંધવામાં આવી હતી તેનાથી પેલા ઝાડની છાલ ઊખડી જવા પામી હતી. તે પણ ત્યાં હાજર હતી."

તેઓએ એકબીજા સામે જોયું. એ પછી ઉપર-નીચે નજર કરી.

તેમને આશ્ચર્ય થયું. એ પછી મછુઆ અપ્પા બોલ્યા, "મેં મારા માલિક હાથીનું પિસ્તાળીસ વર્ષ સુધી અનુસરણ કર્યું છે પરંતુ એ દરમિયાન મેં એવું ક્યારેય સાંભળ્યું નથી કે કોઈ માણસના બાળકે કશું જોયું હોય ! નાના તુમાઈની વાત જાણી ખરેખર મને નવાઈ લાગે છે."

ખેર, જ્યારે તેઓ છાવણીમાં પહોંચ્યા ત્યારે સાંજના ભોજનનો સમય થઈ જવા પામ્યો હતો.પીટરસેન સાહેબે એકલા એકલા તંબૂમાં બેસીને ભોજન કરી લીધું. જો કે એમણે મિજબાની હોઈ સૂચના આપી દીધી હતી કે લોટ અને અન્ય સામગ્રીની વ્યવસ્થા કરી રાખવામાં આવે. એ પછી જે જગ્યા પર મિજબાની રાખવામાં આવી હતી તે જગ્યા પર મોટો તુમાઈ ઉતાવળો ઉતાવળો આવી પહોંચ્યો. તે તેના પુત્ર નાના તુમાઈ અને હાથીને શોધી રહ્યો હતો. તેણે અહીં બંનેને જોયા.

એ પછી શું થયું ખબર છે ? નાના તુમાઈની પ્રશંસા કરવામાં આવી. આ નાના છોકરાની પ્રશંસા કરવામાં આવી એ બાબત એને આનંદ પમાડનારી હતી. મછુઆ અપ્પાએ સહુનું ધ્યાન એમના તરફ ખેંચ્યું અને એ પછી તે કહેવા લાગ્યા, "હવે કોઈએ આ નાના છોકરાને 'નાનો તુમાઈ' કહેવાનું નથી બલકે હવેથી એને 'હાથીનો તુમાઈ' કહીને બોલાવવાનો છે. જે બાબત કોઈના પણ ધ્યાનમાં નથી આવી તે આ છોકરાના ધ્યાનમાં આવી છે. આખી રાત જાગીને તેણે જોયું છે. "

એ પછી આ નાના બાળકને હાથીની આખી જમાત તરફથી ટેકો મળે છે. મછુઆ અપ્પા એમ પણ કહે છે કે આ છોકરો તેમના કરતાં પણ વધારે મહાન બનશે.

જેમ દેશમાં કોઈ હોશિયાર બાળકે શ્રેષ્ઠ કાર્ય કર્યું હોય અને એનું સરકાર દ્વારા સન્માન કરવામાં આવે એમ આ છોકરાનું સન્માન કરવામાં આવે છે. હાથીનો તુમાઈ ધન્યતા અનુભવે છે.

# 8

## રાજાના નોકરો

થોડાં વર્ષ પૂર્વે રાવલપિંડી ખાતે એક છાવણીમાં લગભગ ત્રીસ હાજર માણસો અને હજારોની સંખ્યામાં ઊંટ, હાથી, ઘોડા, બળદ અને ખચ્ચર એકઠા થયા હતા. આ છાવણીની જગ્યા પર લગભગ એક મહિનાથી વરસાદ વરસી રહ્યો હતો. એ વખતે વાઇસરોય ઓફ ઇન્ડિયા એટલે કે ભારતના એ વખતના શાસકે સમીક્ષા કરવા હેતુ બધાને એક ઠેકાણે ભેગા કર્યા હતા. અફઘાનિસ્તાનના કિંગ એટલે કે રાજા, ભારતના શાસકની મુલાકાત લઈ રહ્યા હતા. રાજાનું નામ હતું : આમિર.

આપણે જાણીએ છીએ કે રાજકારણમાં જેઓ ઊંચા હોદ્દા પર છે તેમના માટે અંગરક્ષકોની જોગવાઈ છે. એ વખતે રાજા આમિર પણ અંગરક્ષકો કે જેને અંગ્રેજીમાં બોડીગાર્ડસ કહે છે તે રાખતા હતા. તેઓ એમની સાથે સો જેટલા માણસો તેમજ ઘોડા લાવ્યા હતા.

ખેર, નિવાસ કરવા માટેનો મારો તંબૂ ઊંટની કતાર કે વાડથી થોડે દૂર હતો. હું વિચારતો હતો એ પ્રમાણે મારો રહેવા માટેનો તંબૂ એના સ્થાન પર સલામત હતો.

તમે જાણો છો એક રાત્રે શું થયું ? છાવણીમાં રહેનાર એક માણસ મારા તંબૂની નજીક આવ્યો. હું એના માટે અજાણ્યો હતો અને એ માણસ પણ મારા માટે અજાણ્યો હતો. તેણે મારા તંબૂની અંદર ડોકિયું કર્યું. એને જોઈને મને એકદમ નવાઈ લાગવા માંડી. હું એના વિશે વિચાર જ કરતો હતો ને તે મને કહેવા લાગ્યો, "તેઓ આ તરફ આવી રહ્યા છે. તમારા તંબૂ તરફ. જલદી અહીંયાંથી

ચાલ્યા જાવ." તેનો અવાજ મોટો હતો. તે મોટેથી બોલી રહ્યો હતો.

તેણે સ્પષ્ટતા નહોતી કરી કે 'તેઓ' એટલે કોણ ? જો કે મને ખબર પડી ગઈ કે તે કોના વિશે વાત કરતો હતો. મેં મારા જોડા પથારીની પાસે ગોઠવીને મૂક્યા હતા. તેની વાત સાંભળી મેં મારી ચાદર એક તરફ વાળીને મૂકી દીધી. જોડાં લીધા અને જલદી જલદી પહેરી લીધા. મેં મારો રેઇનકોટ પણ પહેરી લીધો. પલળી ન જવાય એ હેતુથી મેં મારા શરીર પર રેઇનકોટ ચઢાવી દીધો. બહાર કાદવવાળો રસ્તો હતો અને મારે આ જ રસ્તા પરથી જવાનું હતું. હું કાદવવાળા રસ્તા પર દોડવા લાગ્યો. મારી સાથે એક નાનું કૂતરું પણ હતું. ખરું પૂછો તો એ કૂતરી હતી. એનું નામ વિક્ષેન. હું ઉતાવળે ઉતાવળે પગલે તંબૂમાંથી બહાર દોડવા લાગ્યો ત્યારે તેને પણ કોણ જાણે કેમ જાણ થઈ ગઈ હશે કે તે પણ જાગી ગઈ અને બીજી દિશાએથી બહારની તરફ દોડવા લાગી. હું દોડતો જતો હતો અને થોડી થોડી વારે પાછળ નજર કરતો હતો. મારા તંબૂના સ્થાને કિકિયારીઓ થવા લાગી. એ ઠેકાણે ડરકવા જેવો અવાજ પણ થવા લાગ્યો. મેં મારા તંબૂ તરફ નજર દોડાવી તો જોવા મળ્યું કે તંબૂ ઢળી જવા પામ્યો હતો. એવું એટલા માટે બન્યું હતું કે તંબૂ જેના પર ટકી રહ્યો હતો એ થાંભલો જ તૂટી જવા પામ્યો હતો. જેમ કોઈ ગાંડો માણસ એનું માથું ડોલાવે એમ મારો તંબૂ ડોલતો હતો ! એ પછી મેં દોડવાનું રાખ્યું. મને ખબર નહોતી કે કેટલા ઊંટે એમના બંધન તોડી નાખ્યાં હતાં. હું દોડતો જ રહ્યો. દોડતાં દોડતાં હું એક તોપના પાછળના ભાગે આવીને ઊભો રહ્યો.હું એવી જગ્યાએ આવી પહોંચ્યો હતો કે જે જગ્યા તોપખાનાના વિભાગ તરીકે ઓળખાતી હતી. અહીં રાત્રે તોપ ગોઠવવામાં આવી હતી. એ પછી મેં તોપની નળી પર મારો રેઇનકોટ મૂક્યો. મારી ટેવ મુજબ હું મારી સાથે કેટલાંક જરૂરી હથિયાર રાખતો. અને આ હથિયારના ઉપયોગ દ્વારા તો મેં એક તંબૂ બનાવ્યો કે જેમાં હું રહી શકું.

હું ખૂબ જ થાકી ગયો હતો. કાદવમાં દોડવાના લીધે મને થાક લાગ્યો હતો. મેં જેવું પથારીમાં લંબાવ્યું કે મારા કાને અવાજ પડ્યો. જોતજોતામાં એક ખચ્ચર મારી નજીકથી પસાર થઈ ગયું.

એના કાન ભીના હતા. મારા અનુમાન મુજબ એ તોપખાનામાંથી આવ્યું હતું. મેં એને ધ્યાનથી જોવાનો પ્રયત્ન કર્યો તો મારા ધ્યાનમાં સાંકળ અને અન્ય વસ્તુઓ આવી. આ તમામ વસ્તુ એની પીઠ પર લાદવામાં આવી હતી.

હવે થોડી વાત નાની તોપ વિશે કરું. નાની તોપ એવી છે કે જેને પહાડ કે પર્વત ઉપર લઈ જઈને જોડવામાં આવે છે. જ્યારે એની જરૂર પડે ત્યારે એમ કરવામાં આવે છે. ખડકાળ જમીન વિસ્તારવાળા દેશમાં આ પ્રકારની તોપ વધારે ઉપયોગી સાબિત થાય છે.

હવે ખચ્ચરવાળી વાત કરું. એ ખચ્ચરની પાછળ એક ઊંટ હતું. આ ઊંટના પગ લાંબા લાંબા હતા. તાડના ઝાડ જેવા એના પગ હતા. જમીન ભીની થઈ જવા પામી હતી. અને આ ભીની જમીન ઉપર તે ચાલી રહ્યું હતું. અમુક અમુક ઠેકાણે કાદવ ભરાયો હતો. આવી જગ્યાએ પણ તે સરકી જતું હતું. મેં તેની ડોક ઉપર નજર સ્થિર કરી. તેની ડોક અહીંથી તહીં અને તહીંથી અહીં ડોલી રહી હતી. હું તેના વિશે વિચારી રહ્યો. 'મારા તંબૂ ઉપર આક્રમણ કરનાર કદાચ આ જ ઊંટ હોવું જોઈએ.' મેં મનોમન અનુમાન કર્યું. આવું અનુમાન મેં એટલા માટે કર્યું હતું કેમ કે એ જ ઊંટ અન્ય એક ખચ્ચરને સવાલ કરી રહ્યું હતું, "હવે હું શું કરીશ. હું હવે ક્યાં જઈશ ? મેં એક કાળા માથાના માણસ સાથે ઝઘડો કર્યો છે. ઝઘડાની ઘડીએ એણે એના હાથમાં લાકડી લીધી હતી. એણે એ લાકડી વડે મારા ખભા ઉપર ઘા કર્યો હતો. મતલબ કે એણે મને ઈજા પહોંચાડી હતી. "

ઊંટે એની વાતમાં જે લાકડીની વાત કરી એ બીજું કશું નહીં પણ મારા તંબૂનો તૂટેલો થાંભલો હતો. આ સાંભળી ખચ્ચર કહેવા લાગ્યું, "અરે, એ તું ?" પછી ઉમેર્યું, "તેં અને તારા મિત્રોએ ભેગાં મળીને છાવણીમાં ધમાલ કરી કે ! સવાર થાય એટલે તારી વાત છે. આવું કરવા માટે તને માર પડશે. અત્યારે હું તને મારા તરફથી 'મેથીપાક' ચખાડું છું."

મારા કાને અવાજ સંભળાયો. આ અવાજ શેનો હતો ? પેલા

ખચ્ચરે ઊંટને પકડીને એને માર માર્યો, અને એ અવાજ મારા કાન સુધી પહોંચ્યો. ઊંટના વાંસામાં ખચ્ચરે ઈજા પહોંચાડી હતી. જેમ કોઈ માણસને બહુ માર મારવામાં આવે તો કેવો તે નીચે બેસી જાય, બસ એમ જ પેલું ઊંટ માર ખાઈને નીચે બેસી ગયું. નાનું બાળક ચાલતાં ચાલતાં પડી જાય ત્યારે કેવું રડે છે ! જ્યારે બાળકની ઇચ્છા પૂરી કરવામાં ન આવે ત્યારે કેવી રોકકળ કરે ! બસ આ રીતે જ પેલું ઊંટ રડવા લાગ્યું.

એ પછી શું બન્યું ? તોપના પાછળના ભાગેથી એક લશ્કરી ઘોડો જાણે કૂચ કરી રહ્યો હોય એમ કૂદ્યો. એણે ખચ્ચરની નજીકમાં ઉતરાણ કર્યું. એટલે કે ખચ્ચરની પાસે આવી પહોંચ્યો.

તે ગુસ્સામાં હતો. તે કહેવા લાગ્યો, "આવું તે કાંઈ ચાલે ? પેલા ઊંટના ટોળાએ અમારા વિભાગમાં ધાંધલ-ધમાલ મચાવી છે. અને આવું એમણે એક વખત નથી કર્યું બલકે એક અઠવાડિયામાં એમણે ત્રીજી વખત બધાને હેરાન કર્યા છે. આ વાત માત્ર મારા એકલાની નથી બલકે તમામ ઘોડાની છે. જો ઘોડાને શાંતિપૂર્વક ઊંઘવાનું કે આરામ કરવાનું ન મળે તો તે કેવી રીતે પોતાની તબિયત સારી કે બરકરાર રાખી શકે! અહીંયાં કોણ છે ?"

ખચ્ચર કહે છે, "મારી વાત કરું તો હું બીજા નંબરની તોપ માટેનું ખચ્ચર છું. "

એ પછી ખચ્ચર લશ્કરી ઘોડાને પૂછે છે, "તું કોણ છે ?"

લશ્કરી ઘોડાના મિત્રોમાંના એક મિત્રે ખચ્ચરને જગાડ્યું હતું. ખચ્ચરના પ્રશ્ન સામે લશ્કરી ઘોડાનો જવાબ, "મારો પરિચય આપું છું. હું પંદરમો અંક- ઇ-ટુકડી-નવમી પલટણના ડિક કનલાઇફસનો ઘોડો છું."

લશ્કરી ઘોડાનો જવાબ સાંભળી ખચ્ચરને આશ્ચર્ય થયું. એટલે કે તેને નવાઈ લાગવા માંડી. એ ટાણે અંધારું વધારે ગાઢ થયું હોઈ વધારે જોઈ શકાતું નહોતું. એણે પેલા લશ્કરી ઘોડાને કહ્યું, "મને માફ કર !" ખચ્ચર એની વાડ કે સીમામાંથી અહીંયાં ચાલ્યું આવ્યું હતું. એને શાંતિ કે રાહતની ઝંખના હતી. એટલે એ અહીંયાં ચાલ્યું આવ્યું હતું. લશ્કરી ઘોડો ખચ્ચરની વાત સમજી ગયો. લશ્કરી ઘોડો અને

ખચ્ચર વચ્ચેની વાતચીત પેલા ઊંટે સાંભળી. આ વાતચીત સાંભળીને પેલું ઊંટ થોડું પીગળ્યું. તે નમ્ર બન્યું. ગળગળા અવાજમાં તે બોલ્યું, "ખરું પૂછો તો અમને રાત્રે બહુ ખરાબ સપનાં આવ્યાં હતાં. તેના લીધે અમે ગભરાઇ જવા પામ્યા હતા. હા, તમને મારી ઓળખાણ આપી દઉં. હું ૩૯મા સ્વદેશી પાયદળનો લશ્કરી સાજસરંજામ ઉઠાવનારો એક ઊંટ છું મારા માલિક, તમે જેટલા હિંમતવાન કે બહાદુર છો તેટલું હું નથી. એનો અર્થ એ કે મારામાં તમારા જેટલી હિંમત નથી. "

આ સાંભળી ખચ્ચરે તેને વળતો પ્રશ્ન કર્યો, "જો એવું જ હોય તો તું ત્યાં શા માટે રોકાયું નહીં ? તારી પલટણ માટે તેં શા માટે સાજસરંજામ ઉપાડ્યો નહીં ?"

ખચ્ચરના સવાલો સાંભળી ઊંટ બોલ્યું, "સપના ખૂબ ભયંકર હતા. મને માફ કરો. હું દિલગીર છું. મારી વાત સાંભળો. પેલું શું છે ?" ખચ્ચરે ઊંટને કહ્યું, "તું નીચે બેસી જા. જો એમ નહીં કરે તો તોપ વચ્ચે તારા પગ કચડાઈ જવા પામશે."

એ પછી એક ઘરડું ખચ્ચર લશ્કરી ઘોડાને જુવાન ખચ્ચરનો પરિચય કરાવે છે. ઘરડું ખચ્ચર બોલે છે, "તે મને અહીંયાં બોલાવી રહ્યું છે. અંધારું કોઈનેય નડતરરૂપ નહીં બને." ત્યારબાદ બળદની જોડી કે જેને ગન બુલોક્સ તરીકે ઓળખવામાં આવે છે તે વાગોળવાનું ચાલુ રાખે છે. જુવાન ખચ્ચર બિલ્લી નામના કર્કશ અવાજ ધરાવતા એક ખચ્ચરની નજીક હૂંફ રહે એ રીતે સૂઈ રહે છે. એ ટાણે બિલ્લી અને જુવાન ખચ્ચર વચ્ચે વાત આરંભાય છે.

લશ્કરી ઘોડો વાતમાં સૂર પુરાવે છે, "યાદ રાખ કે એ લોકો હંમેશાં આમ જ શરૂઆત કરે છે. જ્યારે મેં પ્રથમ વખત કોઈ માણસ જોયો હતો ત્યારે હું અડધો દિવસ દોડ્યો હતો."

ખેર, આપણે ત્યાં અંગ્રેજી હયદળ માટેના જેટલા પણ ઘોડા છે તે તમામ ઓસ્ટ્રેલિયામાંથી અહીંયાં ભારતમાં લાવવામાં આવ્યા છે. બિલ્લી નામનું ખચ્ચર થોડું ગુસ્સે થઈ કહેવા લાગે છે, "જુવાન, હસવાનું બંધ કર. બધી જ સાંકળ સાથેનો સાજસરંજામ તેમણે પ્રથમ વખત મારી ઉપર લાદ્યો અને એ પછી અવાજ થવા લાગ્યો."

આ વાત સાંભળી જુવાન ખચ્ચર કહેવા લાગ્યું, "તે સાજસરંજામ નહોતો કે અવાજ કરતો હતો. તું જાણે છે કે હું એ બધામાં માનતો નથી. એ તો નાની ડાળખી હતી કે જે નીચે પડી જતી હતી."

ખેર, ગન બુલોક્સ એટલે બીજું કોઈ નહીં પણ મોટા તોપખાનામાં આવેલ મોટી તોપની સાતમા નંબરની બળદની જોડી. ઊંટ આવી ચઢ્યાં હતાં એ વખતે આ બળદની જોડી સૂઈ રહી હતી. જેવા પેલાં ઊંટ તેમની ઉપર ફરી વળ્યાં કે તે જોડી સફાળી જાગી જવા પામી હતી. તેમને એવું લાગે છે કે સરસ મજાની પથારી ઉપર આરામ કરતા કરતા અચાનક ખલેલનો કડવો અનુભવ કરવો એના કરતાં કાદવમાં પડ્યા રહેવું વધારે બેહતર છે. બળદની જોડી ચાવવાનું કે વાગોળવાનું ચાલુ રાખે છે. એ પછી બિલ્લી નામનું ખચ્ચર જુવાન ખચ્ચરને કહે છે, " બળદની જોડી અંગે જાણ્યા પછી તને હસવું આવતું હશે. હું માનું છું કે તને આ વાત ગમી, બરોબર ને !"

એ પછી જુવાન ખચ્ચરના દાંત સડાકા મારવા લાગ્યા. એ પછી મેં એને એવું કહેતું સાંભળ્યું કે એમને દુનિયાના કોઈ બળદની બીક નથી લાગતી. પરંતુ બળદે માત્ર તેનાં શિંગડાં ભેગાં કર્યાં અને કટકટ અવાજ કર્યો. અને વાગોળવાનું ચાલુ રાખ્યું.

એ પછી લશ્કરી ઘોડો કહેવા લાગ્યો, "હવે તું ગભરાયેલો છે તો પછી ગુસ્સે થતો નહીં. રાત્રે ગભરાયેલ કોઈ પણ વ્યકિતને માફ કરી દેવામાં આવે છે. હું વિચારું છું કે જો તેઓ જીવે છે તો તેઓ સમજી શકશે નહીં."

એ પછી જુવાન ખચ્ચર અને કર્કશ અવાજ ધરાવતા બિલ્લી નામના ખચ્ચર વચ્ચે વાતચીત થાય છે. બિલ્લીને એમની ઉપર સવાર માણસ જે પ્રમાણે હુકમ આપે એ પ્રમાણે કામ કરવાનું છે. લશ્કરી ઘોડો એની વાત કરે છે. સામાન્ય રીતે એને લડાઈ ચાલતી હોય ત્યારે જવાનું બને છે. એક તરફ કિકિયારીઓ થતી હોય અને એવી સ્થિતિમાં એને એની ઉપર સવાર થયેલા વ્યક્તિનો અવાજ સાંભળવાનો છે.

લશ્કરી ઘોડા ઉપર સવાર થનાર માણસનું નામ ડિક છે. એણે ડિકનું ધ્યાન રાખવાનું છે. લશ્કરી ઘોડો ડિકના છરાને જોઈ શકે છે.

ઘોડો એની જમણી આંખ દ્વારા ડિકનો છરો ક્યાં છે તે જોઈ લે છે. અને એ પછી નક્કી કરી લે છે કે પોતે સલામત છે કે નહીં. જુવાન ખચ્ચરને એક સવાલ થાય છે. તે લશ્કરી ઘોડાને પૂછે છે, "લાંબા છરાને કારણે તને ઈજા ન થાય ?"

"થાય ને ! એક વખત મને છાતીના ભાગે ભારે ઈજા થવા પામી હતી. પરંતુ તે ઈજા થવા પાછળ ડિકનો કોઈ જ વાંક નહોતો."

"જો મને આવો કોઈ છરો વાગે તો મારે ખૂબ જ ધ્યાન રાખવું પડે !" જુવાન ખચ્ચર બોલ્યું.

આ પછી લશ્કરી ઘોડો કહેવા લાગ્યો, "તારે તો ધ્યાન રાખવું જ પડે. જો તું તારા ઉપર સવાર માણસ ઉપર વિશ્વાસ રાખતો નથી તો એ રીતે તું ક્યારેક ચાલ્યો જઈશ. આપણામાંના ઘણા ઘોડા આમ કરે છે. અને હું તેમનો વાંક કાઢતો નથી. જેમ હું કહી રહ્યો હતો કે તે ડિકનો વાંક નહોતો. હું મારા શરીરને તાણી રહ્યો હતો. અને એને એવું લાગ્યું કે હું એને ઈજા પહોંચાડીશ. આમ વિચાર કર્યા વિના એણે મને ફટકાર્યો. હું એને મારા પગતળે કચડવા ઇચ્છતો નહોતો ! હવેથી જો માણસ નીચે પડ્યો હશે તો હું એના ઉપર સખત રીતે મારા પગ મૂકી દઈશ."

બિલ્લી નામનું કર્કશ અવાજ ધરાવતું ખચ્ચર આ સાંભળી કહે છે, "આ અત્યંત મૂર્ખાઈભર્યું જણાય છે. કોઈ પણ સમયે લાંબા છરા ખતરનાક છે. વધારે યોગ્ય બાબત એ છે કે જ્યારે ટેકરી ઉપર ચડવાનું હોય ત્યારે પીઠ ઉપર મૂકવામાં આવેલ સાજસરંજામ અથવા તો પલાણ યોગ્ય સંતુલનવાળું હોવું જોઇએ કે જેથી કરીને તે નીચે પડી ન જાય."

લશ્કરી ઘોડો પૂછે છે, "તેં ક્યારેય આવી સફર ખેડી છે ? "

જવાબમાં બિલ્લી બોલે છે, "હાલમાં અને આવનારા સમયમાં પણ અયોગ્ય રીતે મૂકવામાં આવેલ પલાણ ખચ્ચરને પરેશાન કર્યા વિના નહીં રહે. પરંતુ એવું ભાગ્યે જ બનશે. મને એવી ઇચ્છા છે કે તને અમારું કામ બતાવું."

એ પછી ઊંટ અને લશ્કરી ઘોડા વચ્ચે વાતચીત થાય છે. એમાં ઊંટ એવા મતલબનું જણાવે છે કે તેમની ટુકડીમાંના લગભગ

સો જેટલા ઊંટ નીચે બેસી ગયા. અને એ પછી કેટલાક માણસોએ ઊંટ ઉપર લાદેલી વિવિધ વસ્તુઓ નીચે ઉતારીને બાજુમાં મૂકી દીધી. એ પછી માણસોએ ઊંટની પીઠના સહારે ફાયરિંગ કર્યું. એ પછી લશ્કરી ઘોડાના મનમાં સવાલ પેદા થાય છે. તે પૂછે છે, "તે માણસો કોણ હતા ?"

ઘોડેસવારીની શાળામાં માણસો ઘોડાને જમીન પર આડા પડવાનું શીખવે છે. અને એ પછી ઘોડેસવારો ઘોડાના શરીર પર બંદૂક ટેકવીને ગોળીબાર કરે છે. લશ્કરી ઘોડો કેવળ ડિક કનલાઇફ્સ પર ભરોસો મૂકતો હતો. અને તેને જ પોતાના શરીર પર બંદૂક ટેકવીને ગોળીબાર કરવા દેતો હતો. આવી સ્થિતિમાં તે જમીન ઉપર દૃષ્ટિ કરી શકતો નથી. અને આ વાતનો ઘોડાને અફસોસ રહેતો હતો. આ વાત જાણી ઊંટ કહે છે, "એથી શું ફેર પડે છે. ત્યાં કેટલાય માણસો અને કેટલાય ઊંટ છે. આવી સ્થિતિમાં હું ગભરાઉં નહીં. હું તો બેસી રહું અને રાહ જોઉં."

બિલ્લી નામનું ખચ્ચર બોલે છે, "તમને ખરાબ સપનાં આવ્યાં અને એને કારણે તમે છાવણીમાં ધાંધલ કરી મૂકી." એ પછી ત્યાં લાંબો સન્નાટો છવાયેલો રહ્યો. બળદની જોડીમાંના એક બળદે તેનું માથું ઊંચું કર્યું. અને એ પછી કહ્યું, "ખરેખર આ મૂર્ખામી છે. આ લડાઈ એકતરફી છે."

બિલ્લી નામનું ખચ્ચર બોલ્યું, "અરે, ચાલુ રાખ. મહેરબાની કરીને ખોટું ન લગાડવું. હું ધારું છું કે તમે બધા તમારી પૂંછડી ઉપર ઊભા રહીને લડો છો ?" બંને બળદે એકસાથે જવાબ આપ્યો, "માત્ર એકતરફી (તેઓ બંને જોડિયા જ હોવા જોઈએ.)"

અહીં એક હાથીનો પણ ઉલ્લેખ કરવો જરૂરી છે કે જેનું નામ ટુ ટેઇલ્સ છે. જેવો ટુ ટેઇલ્સ નામનો હાથી અવાજ કરવા લાગે છે કે બળદને વીસ જાડી મોટી તોપની પાસે લઈ જવામાં આવે છે. છાવણીમાં હાથીને ટુ ટેઇલ્સ તરીકે સંબોધવામાં આવે છે. જુવાન ખચ્ચર પૂછે છે, "ટુ ટેઇલ્સ શા માટે મોટેથી અવાજ કરે છે ?"

ટુ ટેઇલ્સ મોટેથી અવાજ કરીને એવું સૂચવવા ઇચ્છે છે કે તે બીજી બાજુ ધુમાડાની નજીક જઈ રહ્યો નથી. ટુ ટેઇલ્સ ડરપોક

હાથી છે. એ પછી મોટી તોપને જોરથી ખેંચવામાં આવી. હેયા ! હુલ્લાહ !હુલ્લાહ ! અવાજ આવ્યો. બળદ બિલાડીની માફક ચઢતા નથી. તેઓ વાછરડા દોડે એમ દોડતા નથી. બળદની ઉપર ફરી વખત ધૂંસરી મૂકવામાં આવી ત્યાં સુધી તેઓ ચરતા રહ્યા અને તોપ પાછી ખેંચી કે જ્યાં ટુ ટેઇલ્સ રાહ જોઈ રહ્યો હતો. ઘણી વાર મોટી તોપમાંથી દારૂગોળો ફોડવામાં આવતો. તેના કારણે કેટલાક બળદ મોતને ભેટ્યા હતા. જો કોઈ ખચ્ચરને એમ કહે કે તારો બાપ તો ગધેડો હતો તો તે વાત તેને નહીં ગમે ! બિલ્લી નામના ખચ્ચરનો બાપ કે પિતા દક્ષિણનો હતો. તેનો બાપ જ્યારે ચાલતો હોય અને રસ્તામાં જેટલા પણ ઘોડા આવે કે મળે એ તમામને તે પાડી નાખતો અને બચકું ભરતો.

ખેર, ટુ ટેઇલ્સ નામના હાથીને આખી રાત બાંધી રાખવામાં આવ્યો હતો. અને એ વખતે તેણે બળદ શું વાતો કરી રહ્યા હતા તે સાંભળી હતી. ટુ ટેઇલ્સ બળદને ન ગભરાવા જણાવે છે. તે કહે છે, "ગભરાશો નહીં હું તમારી ઉપર નહીં આવું." બળદ અને ઊંટ એકસાથે જવાબ આપે છે, "ટુ ટેઇલ્સથી તે કાંઇ ડરવાનું હોય !"

એ પછી બળદ બોલવાનું ચાલુ રાખે છે, "અમે દિલગીર છીએ કે તેં અમારી વાતો સાંભળી. પરંતુ તે સત્ય છે. તેઓ જ્યારે તોપમાંથી દારૂગોળો છોડે છે ત્યારે તું શા માટે ગભરાઈ જાય છે ?"

આ વખતે ટુ ટેઇલ્સ નામનો હાથી તેના પાછળના બે પગમાંના એક પગને તેની બાજુના પગ સાથે ઘસે છે. ટુ ટેઇલ્સની આવી હરકત જોઇને બળદ જણાવે છે. "અમને સમજ નથી પડતી પરંતુ અમારે તોપ ખેંચવી જ પડશે."

એ પછી બિલ્લી નામનું ખચ્ચર એવું વિધાન કરે છે કે કોઈ પણ વ્યકિત કે વસ્તુને વધારે લાંબું નામ આપી દેવાથી તે વધારે સારી બની જતી નથી. લશ્કરી ઘોડો ઉત્સાહપૂર્વક જણાવે છે કે એને ટુ ટેઇલ્સનો અર્થ ખબર છે. એ વખતે ટુ ટેઇલ્સ નામનો હાથી પણ ત્યાં જ છે. તે ગુસ્સામાં છે. તે ગુસ્સામાં જણાવે છે, "માત્ર એક મિનિટની અંદર તને એનો અર્થ સમજાઈ જશે." લશ્કરી ઘોડાને તે પૂછે છે, "હવે તું મને જણાવ કે તને શા માટે આ નામ પસંદ નથી"

એ પછી હાથી મોટો અવાજ કાઢી પોતાનો ગુસ્સો બહાર કાઢે છે. એ પછી બિલ્લી અને લશ્કરી ઘોડો એકસાથે બોલે છે. "બંધ કર !"

ત્યારબાદ મારા કાને જમીન પર પગ પછાડવાનો અવાજ સંભળાયો. ખાસ કરીને જ્યારે અંધારી રાત્રિ હોય ત્યારે હાથીના પગલાનો અવાજ સાંભળવો સહેજ પણ ગમતો નથી.

ટુ ટેઇલ્સ અભિમાનના સૂરમાં બોલે છે, "હું મારા પગ જમીન પર પછાડવાનું બંધ નહીં કરું."

જો કે થોડી વાર સુધી એના પગનો ધમ્ ધમ્ અવાજ સંભળાવા લાગ્યો. એ પછી અવાજ આવતો બંધ થઈ ગયો. એ અવાજ બંધ થતાં જ મને તીણો અવાજ સંભળાવા લાગ્યો. સ્વાભાવિક છે કે જ્યારે હાથીના મોટા પગનો અવાજ સંભળાઈ રહ્યો હોય ત્યારે એ અવાજમાં અન્ય ઓછી તીવ્રતાવાળા અવાજો સંભળાય નહીં. મને ખબર પડી ગઈ કે આખરે વિક્ષેને મને શોધી કાઢ્યો હતો. તે હાથીની નજીકમાં જ ફરી રહી હતી. તે હાથીને ડરાવી રહી હતી. થોડી વાર બાદ તેણે હાથીને ડરાવવાનું બંધ કર્યું. પછી હાથીની ચોતરફ ફરવાનું શરૂ કર્યું અને સાથે સાથે તે ભસવા પણ લાગી. ટુ ટેઇલ્સ અકળાઈ ઊઠ્યો. એણે પગ પછાડવાનું શરૂ કર્યું. તે કર્કશ અવાજમાં કહેવા લાગ્યો, "અહીંથી ચાલ્યું જા. મારી પગની ઘૂંટીએ સૂંઘવાનું બંધ કર. જો તું મારું કહ્યું નહીં સાંભળે અને નહીં માને તો હું તને એક જોરદાર લાત મારીશ. એ લાત એટલી જોરદાર હશે કે એનાથી તારું મોત થઈ શકે છે !"

હું વિક્ષેનને મારી તરફ લાવવા ઇચ્છતો હતો. અને એટલા માટે મેં સિસોટી મારી. મારી સિસોટીનો અવાજ સાંભળી તે તરત જ મારી પાસે દોડી આવી. મેં જોયું કે તેના આખા શરીર પર કાદવ ચોંટેલો હતો. એ મારા નાકને એની જીભથી ચાટવા લાગી. તેણે મને એવા મતલબની વાત જણાવી કે મને શોધવા માટે એણે આખી છાવણી ખૂંદી નાખી હતી. અહીં એ વાતની સ્પષ્ટતા કરી લઉં કે મેં મારી જિંદગીમાં એને ક્યારેય જણાવવા દીધું નહીં કે હું પ્રાણીની ભાષા સમજી શકું છું. જો મેં એને એ વાત જણાવી દીધી હોત તો એણે તમામ પ્રકારની છૂટ લઈ લીધી હોત !

ટુ ટેઇલ્સ કહે છે, "હું આ નાનકડા કૂતરાથી ભયભીત થઈ જાઉ છું જ્યારે આ ઊંટ રાત્રે આવતા બિહામણા સપનાથી ગભરાઈ જાય છે."

આ સાંભળી લશ્કરી ઘોડો કહે છે, "આપણા માટે એ બાબત સારી છે કે બધા એકસરખી રીતે લડતા નથી."

જુવાન ખચ્ચર બોલે છે, "મારે એ જાણવાની ઇચ્છા છે કે કોણ લાંબા સમયગાળા સુધી શાંત રહ્યું હતું. હું એ જાણવા ઇચ્છું છું કે આપણે શા માટે લડવું જ પડે !"

લશ્કરી ઘોડો જાણે પોતે જ બુદ્ધિશાળી હોય એમ કહેવા લાગ્યો, "કેમ કે આપણને સહુને એમ કરવા માટે કહેવામાં આવ્યું હતું."

બિલ્લી નામનું ખચ્ચર એના મોંના દાંત વડે સડાકા મારવા લાગ્યું. તેણે એના જવાબમાં માત્ર એક જ શબ્દ ઉચ્ચાર્યો. તેણે કહ્યું, "હુકમ."

ટુ ટેઇલ્સ નામનો હાથી અને બળદે પુનરાવર્તન કર્યું, "હુકમ છે."

એ દરમિયાન નવા દાખલ થયેલા ખચ્ચરે પૂછ્યું, "એ વાત સાચી પણ આવા હુકમ કોણ આપે છે ?"

"તારી આગળ જે માણસ ચાલે છે તે હુકમ કરે છે. તારા ખભા ઉપર જે માણસ સવાર થાય છે તે હુકમ કરે છે. જે માણસ તારી પૂંછડી આમળે છે તે હુકમ કરે છે." બિલ્લી, લશ્કરી ઘોડો, ઊંટ અને બળદ વારાફરતી આવો ઉત્તર આપે છે.

નવું દાખલ થયેલું ખચ્ચર અન્ય એક સવાલ પૂછે છે, "તમારી વાત મારા ગળે ઊતરી ગઈ પણ હુકમ આપનાર એ માણસ કે માણસોને કોણ હુકમ આપે છે ?" બિલ્લી નામનું ખચ્ચર ગુસ્સે થઈ જાય છે. કેમ કે નવું દાખલ થયેલું ખચ્ચર નાની અમથી વાતને ચોળીને ચીકણી કરતું જાય છે અને એની આ આદત બિલ્લીને પસંદ પડતી નથી. તે અકળાઈને કહે છે, "તારા જેવા તો લાત ખાવાને જ લાયક છે. એક બાબત કાન ખોલીને સાંભળી લે. તારી આગળ જે માણસ ચાલે છે, તારે એનું કહ્યું જ સાંભળવાનું છે અને એ પછી એનું પાલન કરવાનું છે. તારે એક પણ સવાલ પૂછવાનો નથી. મારી વાત તારી સમજમાં આવી !"

આ બધી વાત ટુ ટેઇલ્સ નામનો હાથી કાન સરવા કરીને સાંભળે છે. તે કહે છે, "તે તદ્દન સાચી વાત છે. બિલ્લીની કહેલી વાત સાથે હું સંમત છું. મારી વાત કરું તો હું હંમેશાં હુકમનું પાલન કરતો નથી. કેમ કે હું વચ્ચે એટલે કે મધ્યમાં હોઉં છું."

એ પછી બળદની જોડી જવા માટે ઊઠી. તે કહે છે, "અમે હવે અમારી વાડમાં પરત ફરીશું. અમે એટલા બધા હોશિયાર નથી. પરંતુ તેમ છતાં માત્ર અમે જ એવા છીએ કે જેઓ ગભરાયા નથી."

કોઈએ કશો ઉત્તર આપ્યો નહીં. બધા ચૂપ રહ્યાં. વાતચીતનો વિષય કે મુદ્દો બદલવાના હેતુથી લશ્કરી ઘોડો બોલ્યો, "નાનું કૂતરું ક્યાં ચાલ્યું ગયું છે ?"

વિક્સેન નામની કૂતરી તીણા અવાજમાં ભસવા લાગી. તે બોલી, "હું અહીંયાં છું. હું મારા માલિકની સાથે તોપના પાછળના ભાગે છું."

એ પછી મોડી રાત્રે શરૂ થયેલી ચર્ચા પૂર્ણ થાય છે. સહુ પોતપોતાની છાવણીમાં પરત ફરે છે. બીજા દિવસે માણસો અને પ્રાણીની કૂચ વાઇસરોય અને અફઘાનિસ્તાનના રાજા આમિર પાસેથી પસાર થાય છે. એ પછી કૂચ ગીત ગાવામાં આવે છે.



## ઈન્ટરનેશનલ બેસ્ટસેલર પુસ્તકો




























**શબ્દલોક પ્રકાશન**

Email : gujratibook@gmail.com

Phone : 079-2213 5560 / 61

ISBN 978-93-5237-062-7




₹160/-